મુકવી, એવી રીતે ગાજર અને મશાલો પુરો થાય ત્યાં સુધી પડ કરી બરણી ભરી ઠાહાડવી. છેવટ સરકામાં મીઠું નાંખી ઓગાળીને તે ઉપર રેડી દેઇ બરણી રાખી મુકવી. ત્રણ દાહાડ પછી સરકો ચોસાઇ જાય તો પાછો સરકો ગાજર ડુબે તેટલો નાંખવો. પછી બરણીનું મ્હો બરોબર બંધ કરી રાખી મુકવી; ચાર દીવસ કેડે વપરાશમાં લેવા યોગ્ય અથાણું તૈયાર થાય છે.

## ચવચવતું અથાણું.

તાજાં અંજીર સુકાં શેર ૨, ના ચાર ચાર કટકા, નવી ખારેકના બબ્બે કટકા, મોટી લાલદ્રાક્ષ, તથા કાળીદ્રાક્ષ દરેક શેર ૨ા, ગોળ શેર ૨ા, મરચાં લીલાં કહાડેલાં લાલ ખાંટેલાં શેર ાા, મીઠું નવટાંક સરકો ત્રણ બાટલી, પ્રથમ અંજીર અને ખારેકના કટકા ધોઇ સાફ કરી તેમાં સોયા વડે કાંણાં બને તેટલાં પાડવાં, પછી ગોળ ને સરકામાં ઓગાળી ત્રણ ઉભરા આવતા સુધી ચુલે મુકી ઉકાળવો; પછી તેમાં ઉપરનો સામાન મેળવવો, ઠરે થાય એટલે બરણીમાં ભરી મ્હોં બંધ કરી રાખી મુકવી, ચાર પાંચ દીવસ પછી નવેઉપર કરવું; જો તીખાશ વધુ જોઈતી હોય તો મરચાં વિશેષ નાંખવાં.

## બફાણુ કેરીનું અથાણું.

પાકી કેરી જરા કઠણ હોય તેવી શેર ૧૦ લાવી ધોઇ કોરી કરી ઉપરનાં ડીટાં કહાડી પછી મોટા તપેલામાં પાણી ભરી તે ઉપર ચાળણી મુકી કેરી તેમાં મુકી ઢાંકી બાફ દેવી. બફાય એટલીવાર રહેવા દેઇ પછી કહાડી લઈ છુટી છુટી મુકી ચીકફુલ ઠરી પડવા દેવી. પછી અરધી બાટલી સરકાનાં રાઈ દળેલી શેર ૨ નાંખી ખુબ ફીણવી, તેમાં સરસીઉ તેલ

સાફ ટોપલીમાં નાંખી ઉપર ઢાંકણું ઢાંકી તેના ઉપર બાર કલાક વજન મુકી, પછી ત્રણ દિવસ તડકે સુકવવી, તે સુકાયા બાદ કોબીજ ડુબે તેટલો સરકો નાંખી બરણીમાં ભરી તેમાં મશાળો નાંખવો. જો સરકો સોસાઇ જાય તો તેટલોજ બીજો બીજા દાહાડે ફરી નાંખી બરણી બંધ કરી રાખી મુકવી. બે ચાર દાહાડા પછી વાપરવા લાયક અથાણું તૈયાર થાય છે.

## ડુંગળી ( કાંદા ) નું અથાણું.

સારી તાજી ધોળી ડુંગળી શેર ૧, આદુ શેર ૦। ની કાતરીઓ ઝીણી કરી, લીલાં મરચાં શેર ૦। મીઠું તોલા ૨, જલદ સરકો ખપ જેટલો. પહેલાં ડુંગળીને મીઠામાં આથી ટોપલીમાં નાંખી ઉપર ઢાંકણુ ઢાંકી ઉપર વજન મુકી એક દિવસ એટલે બાર કલાક પછી બધા ઉપર લખેલા મશાલા સાથે પોહોળા મોહોની બરણીમાં ભરી, મોં બંધ કરવું. ડુંગળી બરણીમાં ભર્યા કેડે મશાલા નાંખ્યા પછી ડુંગળી ડુબે તેટલો સરકો રેડવો

## ગાજરનું અથાણું.

તાજાં ગાજર શેર ૧૦, રાઇ શેર ૧ ખાંડેલી, લીલાં મરચાં શેર ૦॥, છોલેલા આદુની પાતરી કરેલી કાતરીરા શેર ૦॥, વાટેલું લસણ અને મીઠું નવટાંક અને ત્રણ બાટલી સરકો. પહેલાં ગાજરને છોલી નાંખવા, પછી તેની ઉભી ચીરીયો કરી અંદરની સળીયો કાહાડી નાંખવી, બાદ ત્રણ દાહાડા તેને તડકે સુકવવાં. સુકાયા બાદ એક મોટી બરણી લેઇ તેમાં એક પડ ગાજરનું કરી, તે ઉપર રાઇ નાંખી, મરચાં, આદુ, લસણનું પડ કરવું. અને તે ઉપર પાછી ગાજરની ચીરીઓ

મુકવી, એવી રીતે ગાજર અને મશાલો પુરો થાય ત્યાં સુધી પડ કરી બરણી ભરી કાહાડવી. છેવટ સરકામાં મીઠું નાંખી ઓગાળીને તે ઉપર રેડી દેઇ બરણી રાખી મુકવી. ત્રણ દાહાડા પછી સરકો શોસાઇ જાય તો પાછો સરકો ગાજર ડુબે તેટલો નાંખવો. પછી બરણીનું મ્હો બરોબર બંધ કરી રાખી મુકવી; ચાર દીવસ કેડે વપરાશમાં લેવા યોગ્ય અથાણું તૈયાર થાય છે.

## ચવચવતું અથાણું.

તાજાં અંજીર સુકાં શેર ૨, ના ચાર ચાર કકડા, નવી ખારેકના બબ્બે કકડા, મોટી લાલદ્રાક્ષ, તથા કાળીદ્રાક્ષ દરેક શેર ૨ાા, ગોળ શેર ૨ાા, મરચાં લીલાં કહાડેલાં લાલ ખાંડેલાં શેર ૦ાા, મીઠું નવટાંક સરકો ત્રણ બાટલી, પ્રથમ અંજીર અને ખારેકના કકડા પોઇ સાફ કરી તેમાં સોયા વડે કાંણાં બને તેટલાં પાડવાં, પછી ગોળ ને સરકામાં ઓગાળી ત્રણ ઉભરા આવતા સુધી ચુલે મુકી ઉકાળવો; પછી તેમાં ઉપરનો શામાન ભેળવવો, ઠંડું થાય એટલે બરણીમાં ભરી મ્હોં બંધ કરી રાખી મુકવી, ચાર પાંચ દીવસ પછી તળે ઉપર કરવું; જો તીખાશ વધુ જોઈતી હોય તો મરચાં વિશેષ નાંખવાં.

## બફાણુ કેરીનું અથાણું.

પાકી કેરી જરા કાચુ હોય તેવી શેર ૧૦ લાવી ધોઇ કોરી કરી ઉપરનાં ડીટાં કહાડી પાકી મોટા તપેલામાં પાણી ભરી તે ઉપર ચાળણી મુકી કેરી તેમાં મુકી ઢાંકી બાફ દેવી. બફાય એટલીવાર રહેવા દેઇ પછી કહાડી લઈ છુટી છુટી મુકી ચીકણુ કંઇ પડવા દેવી. પછી અરધી મટકી સરકાના ભરી હળદી શેર ૨ નાંખી ખુબ હલાવી, તેમાં સરસીઆ તેલ

શેર ના, ગોળ શેર ૩, વાટેલું લસણ શેર ાા, જીરૂ નવટાંક, આખાં કાળાં મરી નવટાંક, અને અડધી બાટલી સરકો ઉમેરી કેરી રગદોળીને બરણીમાં તમામ નાંખી મ્હો બંધ કરી રાખી મુકવી; પાંચ છ દાહાડા પછી તળે ઉપર કરવી.

### લીંબુનું અથાણું નંબર બીજાનું

કાગદી લીંબુ મોટાં પીળા રંગનાં અને તુરતનાં ઉતારેલાં ૧૦૦ નંગ લેઇ તેના ડીટાં ઉપરથી ચાર ચોર વળગેલી કરવી, પછી ત્રણ ભાગ મીઠું અને એક ભાગ હળદર મેળવી લીંબુમાં દાબી દાબીને ભરવી, પછી તે લીંબુને ચીરેલો ભાગ ઉપર રહે તેવી રીતે પેચવાળી બરણીમાં ભરવાં, લીંબુની ગોઠવણમાં બચ્ચે પડે સુકાં લાલ મરચાંની ભુકી નાંખતા જવું; પછી બરણીનુ મ્હો બંધ કરી શીતળ ( ઠંડી ) જગોમાં ત્રણ ચાર દહાડા રાખી મુકવી. જે દરમીયાનમાં તે બરણીને દહાડામાં એકવાર ગબડાવવી જેથી માંહેનો રસ એક સરખો લાગશે. મરજીમાં આવે તો એકાદ બે દહાડા કેડે તેમાં આદુની કાતરીયો મીઠામાં એકાદ દહાડો રાખી, પછી તે લીંબુ ભેળી મેળવી દેવાથી મજાનું અથાણું તૈયાર થશે; છેવટ ચાર દીવસ કેડે લીંબુ ડુબે તેટલે ગરમ કરી ઠરા પાડેલો સરકો રેડવો.

### મીઠી કાકડીનુ અથાણું.

સારી તાજી અને કુંળી કાકડીલાવી ડીંટાથી કાપી ચાખી લેવી કડવી ન હોય તો તેને છોલીને તેને ઉભી ડીંટા સુધી ચીરી તેમાં બે પૈસા ભાર મીઠું ભરવું, તે મીઠું સોયાવડે છુંદી કાકડીમાં ઉતારી મીઠું પ્રવેશવા માટે પાંચ કલાક તેને છાયડે રાખી મુકવી, પછી કપડાં વડે દાબી અંદરનુ પાણી કહાડી નાંખવું.પછી કાળીજીરી આખી તોલો ાા, ખાંડેલી

રાઇ તોલો ૦॥, વાટેલી વરીઆળી તોલો ૦॥, વાટેલા ધાણા તોલો ૧, વાટેલી હળદર તોલો ૦॥, વાટેલી હીંગ રતી ૪, વાટેલી સુઠ તોલો ૦॥, વાટેલું મીઠું તોલા, ૨, સરસીઉ તેલ તોલા ૨, ખાટા દાડમના દાણા તોલો ૧, વાટેલો અજમો તોલો ૦॥, ખાંટેલાં મરચાં તોલો ૦)ન ખાંટેલી પીપર ૦)ન્આર એ સઘળે મશાલો મેળવી કાકડીમાં દાબીને ભરવો. અને દોરાથી બાંધી તે ઉપર આઠ લીંબુનો રસ અને સરસીઉ તેલ નાંખી બરણીમાં ભરવી; પછી બરણીનું મ્હો બંધ કરી તે ત્રણ દિવસ તડકામાં મુકવી. પછી બરણીનું મ્હો ઉઘાડી પાંચ રૂપીયાભાર લીંબુનો રસ અથવા પાશેર સરકો, પાશેર ખાંડનો પાક કરીને રેડવો, અને પછી તે બરણીનું મ્હોં બરોબર બંધ કરી તડકામાં રાખી મુકવી એટલે અથાણું તૈયાર થશે. એ પ્રમાણે વધારે કરવું હોય તો મશાલાનુ પ્રમાણ વધુ લેવું. આ પ્રમાણ એક કાકડીનું છે.

## રાઇતી કાકડીનું અથાણું.

સારી કુંળી ચીરણ કાકડી શેર ૧૦ લાવી તેને ઉભી ચીરી બએ કટકા કરી તેને કલાઇવાળા તપેલામાં નાંખી, તેના અંદર મીઠું શેર ૦॥, નાંખી સેળભેળ કરી તે ઉપર એક વાંસની ટોપલી ઢાંકી બીજે દીવસ એ કકડાની અંદર થોડી છાશ નાંખવી. ત્રીજે દાહાડે તે કકડાંને તેમાથી કાઢી લેઇ તડકામાં બે દીવસ સુકવવા ( પાસા બદલ સુકવવા ) પછી તેના નાના નાના કકડા કરવા. પછી દળેલી રાઇ શેર ૦॥, ને સરસીયા તેલ શેર ૧ માં ખુબ ફીણવી તેમાં હળદર શેર ०। નાંખી કાકડીના કકડા રગદોળવા તે લઇ બરણીમાં ભરવા, તેનુ મ્હો બરોબર બંધ કરી કપડાથી મજબુત બાંધી રાખવાથી એ અથાણું બે

મહીના સુધી બગડતું નથી અને માંદાં માણસ પણ સ્વાદથી ખાઈ શકે છે.

### કેરાંનું અથાણું.

તાજાં કેરાં ઝીણાંડીટાં કઢાડેલાં શેર ૨ા, દળેલું મીઠું શેર ાા, હળદર નવટાંક, પહેલા મીઠા અને હળદરને સરસીયા તેલથી કરમોવી તેના અંદર કેરાંને રગદોળી બરણીમાં જરાક તેલવાળો હાથ મારી તેમાં કેરાં ભરવાં, પછી બરણીનું મ્હોંબંધ કરી આઠેક દાહાડા રાખી મુકવાથી અંદર પાણી વળશે અને અથાણું પણ તૈયાર થશે. આ અથાણું માંદા માંણસને ઘણુંજ સારૂ લાગે છે.

### ગુંદાંનું અથાણું.

ગુદાં સારાં મોટાં અને તાજા શેર ૫, લેઈતેને ધોઈ નાંખવાં. પછી એક મોટા થાળામાં હળદર શેર ०। દળેલું મીઠુ શેર ૨ા, ભેળવી તેમાં ગુંદા રગદોળવાં, પછી બરણીમાં કેરીનું ખાટુ કરેલું પાણીમાં ગુંદાં અને મશાલાને રગદોળીને ભરવાં. મશાલો વધેલો ગુંદાં ઉપર દાબવો અને ઉપર પથરા ઓનો ભાર મુકી બરણીનું મો બંધ કરી રાખી મુકવી. બીજે ત્રીજે દાહાડે જોવું કે રસામાં ગુદા ડુબેલાં છે કે નહી ? જો ડુબેલાં ન હોયતો, મીઠા પાણીમાં રાઇ દળેલી ફીણી તે બરણીમાં નાંખવી, જેથી અથાણું બહુજ મજાનુ થશે.

### ગરમરનું અથાણું.

સારાં ગરમર શેર ૫,લાવી તેને એક દાહાડો પલાળી મુકવાં, બીજે દીવસ ધોઇ સાફ કરી છાંલાં કહાડી નાંખી તેના નાના કકડા કરી, રાઇ દળેલી શેર ાા, ને આંબલીના પાણીમાં તથા સરસીયું તેલ શેર ૧, માં ખુબ ફીણી તેમાં મીઠુ

કળેનું શેર ૧, તથા હળદર શેર ૦।, નાંખી એક રસ કરી ગરમરના કટકા તેમાં રગદોળવા, અને કુલ કટકા અને રસ બરણીમાં ભરવો. આઠ દસ દાહાડા કેડે આ અથાણું લહેજતદાર સ્વાદીષ્ટ ખાવાનું થાય છે ગરમર ઘણુંભાગે જનુંદેવી અને જુનાગઢ તરફ થાય છે, માંદા માણસને આ અથાણું ખાવાને લાયક છે.

### કાઠીયાવાડી દાળાનું અથાણું

કાઠીયાવાડી સારાં દાળા તેના કુમળા ભાગની ઝીણીઝીણી કાતરીયો પાડી કેરીના ખાટા પાણીમાં ચોવીસ કલાક એક ટપેલામાં પલાળી રાખવી. બાદ એક વાંસના ટોપલામાં કહાડી નાંખી પાણી નિતારી કહાડવું. પછી કળેલી રાઈ શેર ના ને થોડા આંબલીના પાણી અને સરસીયા તેલમાં ખુબ ફીણવી. પછી તેમાં મીઠું શેર ના, હળદર નવટાંક મેળવી. તેમાં નિતારી કાઢેલ દાળાની કાતરીયો આ રસમાં રગદોળવી અને ત આમ એક બરણીમાં ભરી લેવું. આ અથાણું બે ચાર દાહાડામાં ખાવા જોગ થાય છે.

### ડુંગળીનું અથાણું બીજા નંબરનું.

સારી નાની નાની ડુંગળી શેર ૫, લેઈ તેને છોલી ઉભી વચલેલાં ચીરો કરવી અને તેને પછી કેરીના ખાટા પાણીમાં નાંખવી. તેને ચોવીસ કલાક પછી પાણીમાંથી કહાડી, છુટી છુટી સુકી કોરી પાડવી. કોરી પછી બધાએટલે મોટી કળેલી મેથી શેર ના મરચા કળેલાં શેર ના।, એકત્ર કરી તેની ભુકીમાં એક ખાંડે કરી, બાટેલી હીંગ બદીત તેમાં મુકવી, તેમાં કડવું સરસીઆ તેલ થોડું નાંખી હલાવી દેવું; ત્યારબાદ કરેલ રૈઈ તેને મસળીને એકમેક કરી નાંખવું,

## લીંબુનું મદ્રાસી રીતનું અથાણું.

એક મોટા તપેલામાં પાણીનું આધણ પુરી ખુબ કકડવા આવે એટલે ઉતારી તેમાં ટાગદી તાજાં પીળા રંગના ૧૦૦ લીંબું નાંખવાં. તે લીંબુને એકજ મીનીટ રહેવા દઇ બાહાર કાઢી લેઇ કોરાં પડવા દેવા. પછી દરેક લીંબુને ડીટા સુધી ઉભી ચાર ચીરીયો વળગેલી કરવી. પછી મીઠુ શેર જાાા ખાંડીને તૈયાર રાખવું. તેવીજ રીતે બાર રૂપીયાભાર મરચાં, ત્રણ રૂપીયાભાર મરી, નવ રૂપીયાભાર મેથી, તેટલીજ રાઈ અને છ રૂપીયાભાર જીરૂ, એ બધી વસ્તુઓને અડધો શેર તેલમાં તળીને બારીક વાટી રાખવું. આદુનો દોઢ પાશેર રસ, અને સવાશેર બારીક કરેલાં લીલાં મરચાં એકઠુ કરી, તેમાં ઉપર લખેલો મશાલો તથા મીઠું મેળવી એ મશાલો પોણો શેર મીઠા તેલમાં રગદોળી તેને ચીરી રાખેલાં લીંબુમાં દબાવીને ભરવો.

ચુલા ઉપર એક તપેલી મુકી તેમાં પોણો શેર મીઠુ તેલ પુરી ગરમ થાય એટલે તેમાં ૭ રૂપીયા ભાર વાટેલું લસણ દોઢ રૂપીયાભાર જીરૂ, તથા મેથી અને એક મુઠી મીઠા લીંબડો નાંખી વઘાર તૈયાર થાય એટલે તેમાં તૈયાર કરી રાખેલાં ભરવનાં લીંબુ નાંખી ઉછાળવાં, અને ઉપર ઢાંકણુ ઢાંકવું. થોડીવાર અથાણાને બાફ લાગ્યા પછી તે એક બરણીમાં નાંખી ગ્હો બંધ કરવું. પછી ત બરણીને વીસ દીવસ સુધી તડકામાં મુકવી. અથાણુ તૈયાર થાય એટલે વાપરવું.

## ખારેકનું અથાણું.

એક મણ ખારેક સારી સુવાળી લાવીને એક પહોર પાણીમાં પલાળી રાખવી. પછી તેને બાહાર કાહાડી કોરી પાડવી, પછી એક શેર મીઠાના પાણીમાં એક રાત રાખવી, પછી બીજે દીવસે ત્રણ શેર રાઇને કળીને પાણીમાં ખુબ ડોહવી, પછી એક શેર સુકાં લાલ મરચાં ખાંટેલાં તથા પાવલીભાર ચોખ્ખી હીંગ ખાંટેલી થોડક તેલમાં શેકી તેમાં મેથી દળેલી શેર ૧ નાંખી રાઈમાં ખારેક અને આ બધો મશાલો મેળવી દેવો. તેમાં ત્રણ રૂપીઆ ભાર ગરમ મશાલો નાખી તળે ઉપર કરવું પછી એક બરણીમા ભરી લેઇ એક દહાડ. બાદ તેમાં

## હિન્દુસ્તાની રીત પ્રમાણે કેરીઓનું અથાણું.

દશ શેર સારી જાતની કેરીઓ લાવી તેને લીંબુ
માફક એવી રીતે ચીરીને ચાર ફાડો કરવી કે તે જુદી
પડી જાય. પછી તે ચાર ફાડો પૈકી બે ફાડોમાંથી ગોટ
કાઢી નાંખે અને બે ફાડોમાં એમને એમ રહેવા દે.
પાણીથી ધોઇ નાંખી એક વાસણમાં તે કેરીઓને રા
નીચે મુજબ મસાલો તૈયાર કરે.

મેથી તોલા ૨૦, રાઈ તોલા ૧૦, દળેલી હળ
તોલા ૧૦, વરીઆળી તોલા ૨૦, ધાણા તોલા ૨૦,
મરચાં દળેલાં તોલા ૧૦, ચણાની દાળ તોલા ૨૦,
અશેર લેઈ મેથી, રાઇ, ધાણા વિગેરેને થોડાંએક શેકી
સર્વે મસાલો ખાંડીને સારી પેઠે ભીંજાય એટલા સરસ
તેલમાં રગદોળે. પછી કેરીઓમાં તે મસાલો ખુબ દ
દાબીને ભરી એક લાખેલા વાસણમાં તે કેરીઓનાં મહે
ઉપરની બાજુએ રહે તેમ ઊભી ગોઠવે કે જેથી મસ
નિકળી ન જાય, બાદ તે વાસણને ચાર પાંચ દિવસ
વડકે તેમજ રાતની ઝાકળમાં રાખી મૂકી તેમાં સરસ
તેલ એટલું નાંખે કે જેથી તે સઘળી કેરીઓ ડુબી
જો તેલ થોડું નાંખવામાં આવશે અને કેરીઓ ઉ
રહેશે તો તેમાં ઉબ વળશે અને અથાણું બગડી જશે
પુરતું તેલ નાંખવું કે જેથી જ્યાં સુધી તે અથાણાને રા
વામાં આવે ત્યાં સુધી જેમનું તેમ રહે.

## થોડા તેલ વડે કરવામાં આવતું કેરીઓનું અથા

ઉપર મુજબ કેરીઓ તૈયાર કરી તેમાં મસાલો
રાખેલા વાસણમાં ભરવી બાદ એમાં તેલના બદલે એ

પાણી નાંખવું કે જેથી કેરીઓ ડુબી જાય. પછી તેમાં સરસીયું તેલ એટલું નાંખવું કે તે વાસણ છેક મહોડા સુધી છલોછલ ભરાય. એમ કરવામાં ઓછામાં ઓછું બશેર અઢીશેર સરસીયું તો નાંખવું જ જોઇએ. આ પ્રમાણે તૈયાર કરેલું અથાણું આઠ દિવસ બાદ વાપરવા યોગ્ય તૈયાર થાય છે. અને તે કેરીઓ કોહી ન જતાં હમેશાં કઠણ રહે છે. માટે ગરીબોને સારૂ અથાણું બનાવવાને આ રીત સારી છે.

**તેલ અગર પાણી સિવાય એમને એમ અથાણું બનાવવાની રીત**—દશ શેર કેરીઓ લાવી તેને ઉપર મુજબ ચીરી પાણીથી ધોઈ એક વાસણમાં રાખી મૂકે. જ્યારે તેઓમાંથી પાણીના સ્પર્શનો સઘળો ભાગ નીતરી જઈ સૂકાઈ જાય ત્યારે એમાં સંચળખાર તોલા ૧૦, સીંધવ તોલા ૧૦, કાચ લુંણ તોલા ૫, વડાગરૂ મીઠું તોલા ૧૦, સાંભર લુંણ તોલા ૬૦ લેઇ ઝીણું દળી એ કેરીઓ સાથે રગદોળી એક કલાઇવાળા કે માટીના વાસણમાં ભરી રાખી મૂકવું. અને દરરોજ બે ત્રણ વખત હલાવ્યા કરવું. એમ દરરોજ હલાવવાથી તે કેરીઓમાંથી જે મીઠાનુ પાણી નીકળી આવે તેમાં નિચે મુજબ મસાલો ભેળવવો.

હળદર તોલા ૧૦, રાઈ તોલા ૧૦, વરીઆળી તોલા ૧૦, જીરૂ તોલા પાંચ, ધાણા તોલા ૧૦, લવિંગ તોલા ૨ા, લીંડીપીંપર તોલા ૨ા, ઇલાયચી તોલા ૨ા, અજમો તોલા ૨ા, લાલ મરચાં તોલા ૨ા, શાહ જીરૂ તોલા ૨ા, તમાલ પત્ર તોલા ૨ા કાળાં મરીઆં તોલા ૫, ફુદીનો સુકો તોલા ૨ા ચીત્રાની છાલ તોલા ૨ા, હરડે નાની તોલા ૨ા, હીંગ તોલો એક શેકેલી, જાયફળ તોલો એક, જાવંત્રી તોલો ૦ા,

તજ તોલો એક, કેસર તોલો ૦ા, નાની એલચીના દાણા તોલો એક, જવખાર તોલો ૨ા, સુંઠ તોલા ૫, મેથી તોલા ૫, એ મુજબ મસાલો લેઇ ખાંડી તૈયારી કરી તેને કેરીઓમાંથી નિકળેલા પાણીમાં રગદોળી પછી કેરીઓમાં દાબી દાબીને ભરી તે કેરીઓને ઉપર મુજબ રાખેલા વાસણમાં ગોઠવી પછી તેના મહોડા ઉપર ઢાંકણું કપડું બાંધી રહેવા દેતો આઠ, દશ દિવસમાં અથાણું તૈયાર થઇ જાય છે. જો કે આ અથાણું વગર તેલનું હોવાથી કિમતમાં સોંઘું છે, તોપણ એવું સ્વાદિષ્ટ થાય છે કે શાહુકારો પણ તેને ઉમંગથી ખાય છે. ઉપર જે ચીજો લખ્યાં છે તે પૈકી જે જે જાતનું ચીજું ન મળી આવે તેના બદલે સીંધાલુણ વાપરવું.

હિન્દુસ્તાની રીત પ્રમાણેનું તરત ખાઇ શકાય એવું કેરીયોનું અથાણું—ત્રણ શેર સારી કેરીઓને લેઇ તેની ચાર ફાડ એવી રીતે કરવી કે તે એક બીજાને વળગી ન રહેતાં જુદી પડી જાય, પછી તે ફાડોમાંથી ગોટલી કાઢી નાંખી કલાઈ વાળા કે માટીના વાસણમાં નાંખી ઉકાળી એક ટોપલીમાં કાલવે કે જેથી તેમાંનું પાણી નિકળી જાય. પછી લાકડા કે પત્થરની કથરોટમાં તેઓને પહોળી કરી ઠંડી પડવા દેવી, જ્યારે બરાબર ઠંડી પડી જાય ત્યારે તેમાં ચીજું તોલા ૪૦, તથા હળદર તોલા ૨૦, એ બે ચીજો દળેલી લેઈ તેમાં મેળવે. પછી એક કલાઇ વાળી પીતળની કઢાઈમાં ચાર શેર સરસીયુ તેલ નાંખી તેમાં જીરૂં તોલા ૫, વરીયાળી તોલા ૧૦, રાઈ તોલા ૫, લાલ મરચાં તોલા ૨ા, વાટેલી હીંગ તોલો ૦ા, હળદર દળેલી

એક ચીકા વાસણમાં નાંખી તેમાં તલનું કે સરશીયું તેલ ગરમ કરી એટલું નાંખે કે જેથી તે લીંબુ ડુબી જાય, ને કદાચ લીંબુમાં ભરતાં મસાલો વધ્યો હોય તો તે પણ એ ઘડામાં નાખી દેવો. પછી તે વાસણનું મોહું બંધ કરી આઠ મહીના સુધી રાખી મુકયા બાદ તે અથાણું ખાવાના ઉપયોગમાં લેવું. આ અથાણું કદી પણ ન બગડતાં જેમ જેમ જુનું થતું જાય છે, તેમ તેમ તેનો ગુણ વધતો જાય છે.

"આંબળાનું અથાણું"–સારી જાતનાં આમળાં લઈ ગોયા વડે તેમાં છિદ્ર પાડી પછી લાલ માટીને પાણીમાં ભેળવી એમાં તે આમળાને નાંખી ત્રણ દિવસ રહેવા દેવાં જેથી તે આમળાંની સઘળી તુરાશ દુર થશે. પછી પાણીથી સાફ ધોઇ નાંખી તે આમળાંમાં મીઠું એક પાણી નાંખી ચુલે ચઢાવી ઉકાળતાં તે બફાયેલાં માલુમ પડે એટલે નીચે ઉતારી એક વાંસની ટોપલીમાં નાંખવાં કે જેથી તેમાંનું પાણી નિતરી જઈ કોરાં તેમજ ઠંડાં પડી જાય. પછી રાઈ તોલા ૪૦, મેથી તોલા ૨૦, હળદર તોલા ૪૦, મીઠું તોલા ૮૦, ઇંગ તોલા ૫, ધાણા તોલા ૨૦, લસણ તોલા ૪૦, અને કપુર તોલા બે લેઈ તેમને બારિક કરી તૈયાર કરવા, પછી એક ઘડામાં પચીશેક આંમળા નાખી તેમાં ચોથા ભાગનો મસાલો નાંખી, પછી પાછાં આંમળાં ગોઠવી મસાલો નાંખવે. એમ સઘળાં આંમળાં નાંખ્યા બાદ સરસીયું તેલ એટલું નાંખે કે જેથી સઘળા આમળાં ડુબી જાય. પછી તે વાસણનું મોહું બંધ કરી ચાર મહીના સુધી રહેવા દેવું જેથી તે અથાણું ખાવાલાયક તૈયાર થશે. આ અથાણું ગુણમાં ઘણું અથાણાં કરતાં શ્રેષ્ઠ છે.

એ, એ મુજબ ચીજો મેળવી કારેલાંમાં ભરી કાચા સુતરના ત્રણચાર તાર એકઠા કરીને તે વડે દરેક કારેલા ઉપર ત્રણ, ત્રણ, આંટ દઈ એક વાસણમાં રાખે. પછી દશ શેર કાચી કેરીઓનો રસ કાઢી તેમાં માટીનું સકોરૂં ગરમ કરીને બુઝાવતાં જ્યારે અડધો શેર રસ બાકી રહે ત્યારે તે રસને તે કારેલાંમાં નાંખી રગદોળી એક બરણીમાં ભરે, જો કેરી-ઓનો રસ ન મળી શકે તેમ હોય તો લીંબુના રસમાં રગદોળે. પછી તે વાસણને ઢાંકણું ઢાંકી કપડાથી બાંધી રાખી મૂકવાથી ઘણા દિવસ સુધી ન બગડતાં જેવું ને તેવું જ નિકળે છે—

આમલીનું અથાણું—મધ્યમ રીતે પાકેલી સારી આંબલીઓ લેઇને પછી તેમને ફોલી છોતરાં દૂર કરી મીઠા સાથે રગદોળી એક દિવસ તડકે રહેવા દેવી. પછી હળદર, મરચાં, રાઈ, મેથી, જીરૂ, હીંગ, વરીઆળી એ મસાલો કુટીને સરસીઆ તેલમાં રગદોળી તેમાં મીઠું નાંખી આમ-લીઓ મેળવી એક રીઢા વાસણમાં દોઢ મહીના સુધી રાખી મૂકવું.

કુંવરનું અથાણું બનાવવાની રીત—કુંવરનાં સારાં મોટાં પાટાં લેઇને તેની નાની નાની કાતરીએ બનાવી પછી તેમાં મીઠું મેળવી ત્રણ દિવસ સુધી તાપમાં રહેવા દેવી. પછી રાઈ, હળદર, મેથી, મરચાં, હીંગ, અને મીઠાને દળી તે મસાલામાં કુંવરની કાતરીઓને રગદોળી એક પાત્રમાં ભરી તેમાં સરસીયું તથા તલનું તેલ સરખા ભાગે લેઇ એક બીજા સાથે મેળવી એટલું નાંખે કે જેથી તે અથાણું ડુબી જાય. પછી પાત્રનું મહોડું બંધ કરી ત્રણ

કાચું નહિ એવું ફણસ હોઈ તેની છાલ દુર કરી પ
નાના નાના કટકા કરવા. બાદ થોડું એક મીઠું તથા પ
નાંખી ઉકાળતાં જ્યારે બરાબર સીઝે ત્યારે ઉતારી તે
કાએોને કોશ પાડી પછી તેમાં લાલ મરચાં, હળદર,
મેથી, હીંગ એ મશાલો દળેલો હોઈ સરસીયા તે
ભીંજવી ફણસના ટુકડાએો જે કે રસદોણી એક વાસ
ભરી વણ મહીના સુધી રાખી મૂક્યા બાદ ખાવાના
યોગમાં લેવું.

આ મુજબ ગાજર, આલુ, કાકડી, વિગેરેનાં પણ અથ
બનાવવામાં આવે છે. પરંતુ તેઓને બનાવવાની રીત
મુજબ છે તેથી વિસ્તાર કર્યો નથી. માટે બુદ્ધિવાન મ
વિચાર કરીને જે ચીજનું અથાણું બનાવવું હોય તેનું બના

---

## પ્રકરણ ૫ મું.

### શાક, ભાજી, ભરત, પાંતરાં, આમટીઓ, ભ
### પતરવેલીઆં વીગેરે બનાવવાની રીત.

#### કારેલાંનું શાક.

એક શેર તાજાં કારેલાં લાવી તેના કાકર છોલી
તેના કટકા ગમારીને કરવા, પછી તેમાં આધા પૈસ
મીઠું નાખી ખુબ ચોળી નાંખવા, પછી તેને ખુબ દ
પાણી નિચોવી કાઢી તેને, એક કઢાઈમાં નવટાંક તેલ,
ધાણા, લાલ મરચું આખું નાંખી સુકે સુધી વઘાર
આવેલી નાંખી વઘારવાં. તે બરાબર આવે એટલે તેમાં

## કારેલાં તથા કંકોડાનું શાક.

કારેલાં સાફ છોલીને તેની ચીરીયો અથવા ગોળ કકડા કરવા, તેઓને મીઠા સાથે મેળવી પાણી કહાડી નાંખી, ઉપર પ્રમાણે વઘારી મશાલો નાંખી થાય છે. તેમજ બાફીને ઉપર પ્રમાણેની રીત મુજબ શાક થાય છે. એ શીવાય આખાં પણ થાય છે, તેની રીત એવી છે કે કારેલાં છોલી ઉભાં ચીરી તેમાં મીઠું, હળદર, ચણાનો લોટ ભરીને તળી કહાડવાથી આખા સંભારનું શાક મજાનું થાય છે. તે ઉપર પાછળથી ગરમ મશાલો નાંખીને ખાવાના કામમાં લે છે. એમ અનેક પ્રકારે કારેલાના શાકની બનાવટ મન પસંદ હોય છે. કારેલાંના સંભારમાં (ભરત મશાલામાં) ગોળ, આંબલી મેળવી મશાલો ભરવાથી ઘણો સ્વાદીષ્ટ સંભાર થાય છે. આવીજ રીતે કંકોડાંનું શાક તથા સંભાર બને છે.

## કંકોડાંનું શાક.

એક શેર કંકોડાંને છોલી ઉભી ચાર ચીરીયો કરવી, તેમાં એક પૈસાભાર મીઠું નાંખી મસળીને, એક કડાઈમાં નવટાંક ઘી અથવા તેલ, ધાણા જીરૂ અને બે લાલ મરચાં આખાં નાંખી ચુલા ઉપર ચડવી વઘાર આવે એટલે તૈયાર રાખેલાં કંકોડાં માંહે નાંખી ઢાંકી રાખવાં. એકાદ બે વખત હલાવી જ્યારે ચડે ત્યારે તેમાં શાકનો એક ચમચી સારો મશાલો નાંખી ફેરવીને ઉતારી લેવું.

## કેળાંનું શાક.

એક શેર કાચાં કેળાં લેઈ તેને છોલીને પીતા કરવા, તે પીતાને ઘડી પાણીમાં રાખ્યા બાદ કાહાડી લેઇ બીજા ચો-

### કોહોળાનું શાક બીજી રીતનું.

કોહોળાને છોલીને તેના બે ઇંચ જેટલા કકડા કરવા, ને બટાટાની મેળવણી કરવી હોય તો એક શેર કોળામાં પાશેર બટાટાના કકડા નાંખવા (બટાટાના કકડા એક ઇંચ જેટલા કરવા) તેઓને સ્વચ્છ પાણીથી ધોઇ નાંખી સાફ કરવા. પછી કલાઇવાળા તપેલામાં અથવા તો કઢાઈમાં પાશેર જેટલું ઘી અથવા તેલ મુકી હીંગ, મરચાંનો વઘાર નાંખવો. વઘાર આવે એટલે શમારેલા શાકના કકડા નાંખી જરા ખારો ભભરાવી, મીઠું ખપ જેટલું નાંખવું. પછી સહેજ પાણી છાંટી ઢાંકી ચડવા દેવું. ને રસવાળુ શાક બનાવવું હોય તો ગોળ આંબલીનું પાણી છાંટવું.

કોહોળાના શાકમાં ચણાની દાળ, વટાણાની મેળવણી પણ નંખાય છે, તથા તુરીયાનું ભેગુ શાક થાય છે, શેર કહોળુ હોય તો પાશેર જેટલી દાળની મેળવણી નંખાય છે. ગવાર સીંગના કકડા, ચોળાફળીના કકડા પણ મેળવણીમાં નંખાય છે. સ્વાદ માટે ખાતી વખત લીંબુનો રસ નિચોવી ખાવાથી ઘણુંજ સ્વાદીષ્ટ લાગે છે.

### કંટાળા કોહોળા (ભુરાકોળા)નું શાક.

એક શેર કાચું કંટાળુ લાવી છોલીને તેના મરજી મુજબ કકડા કરીને એક કડાઈમાં નવટાંક તેલ, રાઈ, મેથી, લાલ આખા મરચાં મુકીને વઘાર મુકવો. વઘાર લાલ થાય એટલે તે કકડા તેમાં નાંખવા ને પાશેર પાણી છાંટવું. પછી પૈસાભાર મીઠું નાંખી એક ચમચી શાકનો મસાલો નાંખવો, પછી તે ચડે એટલે ગોળ આંબલીનો રસ છાંટવો. પછી ઉતારી બીજા વાસણમાં ભરી લેવું.

હીંગનો વઘાર સુધી વઘાર આવેથી તેમાં કકડા નાંખવા, પછી ત્રણ ઘમવા તેમાં નંબર ૪ ના મસાલાનો લોટ નાંખવો, સવા પૈસાભાર મીઠું નાંખવું. જરૂરવાર ફેરવતા રેઈ ઢાંકી ઉતારવું.

### વંતાકનું શાક ત્રીજું.

એક શેર વંતાક લાંબી સમારી નવટાંક ઘીમાં રાઈ, મેથી, ધાણા, જીરૂ એ વઘાર મુકી તે કકડા વઘારવા. પછી ત્રીજા નંબરનો મસાલો (લોટ) નાંખવો અને સવા પૈસાભાર મીઠું નાંખવું, પાશેર પાણી છાંટવું. કોઈવાર પછી ચોથા નંબરનો આંમટનો મસાલો બે ચમચી નાંખવો અને તે ચડે એટલે ઉતારીને એક બીજા, વાસણમાં કાઢીને એક તોલો આંબલીનો રસ છાંટીને ઢાંકવું.

### વંતાકનું શાક ચોથું.

વંતાકની ચીરીયો કરી એક વાસણમાં નાંખવી, પછી તેમાં જરા ચણાનો લોટ, હળદર અને મીઠું દેઈ પાંચેક મીનિટ રાખી મુકી ચુલા ઉપર લોખંડની કડાઈ મુકી તેમાં તેલ અથવા ઘી સારી પેઠે કકળે એટલે પેલી ચીરીયો થોડે થોડે તળીને બીજા વાસણમાં કાઢી નાંખવી પછી તે ઉપર ધાણાજીરૂ વાટેલું ભભરાવવું. (ચણાનો લોટ ન દેવો હોયતો એમને એમ તળવી.)

### વંતાકનું શાક પાંચમું.

એક વાસણમાં વંતાકના નાના કકડા કરી નાંખવા. જો એક શેર વંતાક હોયતો અડધો શેર મેથીની ભાજી ઝીણી સમારી ધોઈ સાફ કરી જુદા વાસણમાં રાખવી. પછી એક કલાઈ વાળી તપેલી અથવા કડાઈમાં પાશેર

તેલ અથવા ઘી મુકવું. જરાક ગરમ થાય એટલે તેમાં હીંગ નાંખી વઘાર થાય એટલે માંહે વંતાકના કકડા નાંખી ઉપર મેથીની સમારેલી ભાજી નાંખી તે ઉપર હળદર, મીઠું, મરચું જોઇતું નાંખવું, તે ઉપર એક તાસક ઢાંકી ધીમે તાપે થવા દેવું, સહેજ ચોંટવા જેવું થાય એટલે ઉતારીને ધાણા, જીરૂ નાંખવું, એજ પ્રમાણે વંતાકના શાકમાં બટેટાં, સુરણ, સકરીયાં, રતાળું, તાંદળજાની ભાજી, ડુંગળી, વાલની સળંગ દાળ, વિગેરે નાંખવાથી સ્વાદીષ્ટ શાક થાય છે. મોગરી, વંતાકમાં નાંખવી હોયતો વંતાક ચડયા પછી નાંખી થોડી વારમાં ઉતારી મેળવવી.

## વંતાકનું નરમ શાક.

વંતાકના શાકમાં પાપડી, વ્હાલોળ, પાપડીના લીલવા, તથા તુવેરના લીલવાની મેળવણીનું પણ શાક થાય છે.

એક શેર વંતાકના કકડા એક વાસણની અંદર થોડું પાણી ભરી તેમાં કરવા. પછી બટાટા, સુરણ, સકરીયાં દરેક પાશેર મુજબ લેઇ સમારી તૈયાર રાખવાં. મેંથી અથવા તાંદલજાની ભાજીની બે ઝુડી સાફ ધોઈ જીણી સમારી રાખવી. પાપડી અથવા વાલોળના હાથ વતી નાના, નાના કકડા કરવા, (અડપો શેર લેવી) પછી એક કઢાઈમાં થોડું ઘી અથવા તેલ મુકી બટાટા, સુરણ, સકરીયાંના કકડા તળી કાઢવા. પછી એક કલાઈવાળા તપેલામાં નવટાંકના આસરે તેલ મુકી તેમાં હીંગ રાઈ, મરચાં નાંખી તતડવા આવે એટલે પેલાં શમારેલાં વંતાક વઘારવાં, અને આ તળી રાખેલા સુરણ વીગેરેના કકડા તથા એક પૈસાની

કોઠી સમારેલી એ બધુ એકઠું કરી તેના ઉપર નાખી એક વાટકી જેટલું પાણી છાંટવું. અંદર હળદર, મીઠું નાંખવું. થોડીવાર ઢાંકી રાખી જરાક વરાળ વળે એટલે માંહે ભાજી નાંખી ઢાંકી રાખી એકાદ, બે વખત ફેરવવું. પછી આંબલી નવટાંકને પાણીમાં પલાળી રાખી ચોળીને ગળી લેઇ તેમાં ગોળ નવટાંક, આદુ, મરચાં, ધાણા, જીરૂ વાટેલાં મેળવી છાંટવું. રસદાર નરમ કરવા માટે જોઇએ તો થોડુંક પાણી નાંખી શીજવા દેવું, એજ પ્રમાણે વંતાકમાં તાંદળજાની ભાજી તથા વાલ નાંખીને પણ નરમ શાક જોઇએ તેવું સારૂ કરી શકાય છે.

## રવૈયા વંતાક કરવાની રીત.

એક શેર નાનાં—નાનાં વંતાક લાવીને તેની ઉભી ચાર ચીરીયો વળગેલી કરવી. પછી શાકનો સાદો મશાલો પહેલો અને ગરમ મશાલો ત્રીજે એ બેઉ મશાલા સરખા હીસ્સે લઈ તેમાં એક તોલો દળેલું મીઠુ મેળવવું. પછી ચીરેલાં વંતાકમાં આ મસાલો ભરવો. પછી એક કડાઇમાં અધો શેર તેલ મુકી તેમાં ભરેલાં વંતાક મુકવાં. પછી ઉપર ઢાંકીને તળે તાપ કરતાં ચડી કોકડી વળે એટલે ઉતારી ખાવાના કામમાં લેવાં.

વંતાકનાં રવૈયાં (સંભાર) કરવાં તે નાના, નાના વંતાકનાં કરવાં. એક શેર વંતાકે અધો શેર તેલથી તે બે પૈસાભાર સુધીમાં થાય છે. પરંતુ ઓછા તેલમાં કરવાં હોય તો ધીમા તાપથી અને વાસણ ઉપરના ઢાંકણામાં પાણી ભરી રાખી કરવાથી પણ થાય છે.

## વંતાકનું ભરત નંબર પહેલાનું.

વંતાકનો મોટો ભટ્ટો એક, છોલેલુ આદુ અને લસણુ મળી પા તોલો, કોથમીરની જુડી એનાં પાંદડાં તથા લીલાં મરચાં ત્રણ, એ બે ચીજો વાટેલી તથા લીલા લસણની જુડી અડધી બારિક કાતરેલી, સારૂં દહીં અરછેર, છીંલેલી ડુંગળી નવટાંક, ખોખરૂ કરેલુ જીરૂ તથા મીઠુ એ દરેક એક એક ચમચી લઇ વંતાક છોલીને કકડા કરી જરા મીઠુ મેળવી થોડુંક પાણી નાંખી ચુલે બાફવા મુકવાં. પાણી સોસાઇ જાય એટલે નીચે ઉતારી છુંદી એકરસ કરવું. એમ ન બાફવું હોય તો આખા વંતાકને તેલ ચોપડી ભરસાડમાં બાફવું. બરોબર બફાય એટલે લોચા જેવું કરી અંદર દહીં નાખવું. તે પછી ડુંગળી ઘીમાં બદામી રંગની થાય ત્યાં સુધી તળી તેમાં બધો મસાલો લાલ કરી દહીં ભેળવેલું વંતાક અંદર નાંખી જરા પાણી નાંખી અંગારે મુકવું. પાણી સોસાયા પછી નીચે ઉતારવું, પહેલું દહીં ન નાખવું હોય તો ગરમ કર્યા પછી નીચે ઉતારીને નાંખવું.

## ભરત વંતાકનું બીજા નંબરનું.

એક વંતાકનો મોટો ભટ્ટો લાવીને તેને એક કાણું પાડી તે કાણામાં વાટેલી હીંગ ભરવી. પછી તેને તેલ ચોપડી ભરસાડમાં ભારી મુકવું અને બફાયાથી કાહાડી લેઈ તેના ઉપરનાં છોડાં કહાડી નાંખી લોચા જેવું કરવું. તેની અંદર લીલી અથવા સુકી પા શેર. આદુ રૂપીયાભાર, કોથમીર જુડી ૨, લીલાં મરચાં ૧૦ એ બધું ઝીણું સમારીને નાંખવું. તથા અડધો પોણો શેરના આશરે દહીં નાંખી એક કરી ખપ મુજબ મીઠુ મેળવવું. ડુંગળી ન નાંખવી. હોય તો તે વિનાનું બનાવવું.

## ભરેલ વંતાકનું વઘારેલું.

વંતાક મોટાં શેર ૧ લઈ ઉપર લખ્યા પ્રમાણે બાફવાં. અને છાલ કહાડી નાંખી લોચા જેવું બનાવવું. પછી ડુંગળી શેર ०॥ ઝીણી કાપીને તથા લસણ નવટાંકને ઝીણું વાટી (સમારવું) એક તપેલીમાં ઘી દોઢ પાશેર નાંખી ચુલે મુકવું. ઘી ગરમ થાય એટલે તેમાં લસણ નાંખી તેને લાલ કરવું પછી તેમાં ડુંગળી નાંખવી તે લાલ થવા એટલે તૈયાર કરેલું વંત્યાક નાંખી હલાવવું. એક રસ થાય એટલે કલાક પછી નિચે ઉતારી અંદર આદુ રૂપીયાભાર વાટેલું. તથા મરચાં લીલાં ૧૨ વાટેલાં, કોથમીર ઝુડી ૨ છુંદેલી, તથા ખપ જેટલું મીઠું નાંખીને હલાવવું. પછી ઠંડું પડયા પછી માંહે દહીં શેર ०॥ નાંખવું. અંદર સુકાં મરચાંની ભૂકી નાંખવી હોય તો એક બે ચમચા જેટલી નાંખવી, દહીં વગરનું કરવું હોય તો તે નહી નાંખવું. લસણ તથા ડુંગળી ન નાંખવાં હોય તો હીંગ તથા સુકાં મરચાં અથવા તો જીરૂ ને સુકાં મરચાંનો ઘીમાં વઘાર દેઈને ઉપરની રીત પ્રમાણે કરવું. અંદર લીંબુ અથવા તો આંબલીનું ખાટું પાણી નાંખીને કરવું. એ પ્રમાણે જેને રૂચે તે મુજબ કરવું.

## વાલોળનું શાક.

એક શેર વાલોળ લઈ તેને છોલીને રેસા કહાડી નાંખવા અને બબ્બે આંગળના કકડા કરવા, પછી એક કડા-ઈમાં નવટાંક તેલ મુકીને ધાણા જીરૂ, હીંગ, લાલ મર-ચાનો વઘાર મુકી લાલ થાય એટલે તે કકડા તેમાં નાંખવા, પછી બે ચમચી ભરીને સાદો મસાલો નાંખવો અને એક

ચણાનો લોટ શેર ૦ા, ધાણા જીરૂ ખાંટેલું ચાર નાની ચમચી, કજાદર તોલો ૦ાા, હીંગ વાલ ૪, મીઠું તોલો ૧, આદુ તોલો ૦ાા કોયમીર વાટેલી તોલો ૦ા, મરચાં વાટેલાં તોલો ૧, લસણ વાટેલું તોલો ૦ાા.

### વાડ કારેલાંનું શાક.

એક શેર વાડ કારેલાં લાવીને તેના કાકર છોલીને પીના કરવા. પછી કડાઈમાં નવટાંક તેલ, ધાણા, જીરૂ, હીંગ; લાલ મરચાં એ પ્રમાણે વઘાર મુકીને વઘારવાં. પછી બે ચમચી સાદો મસાલો નાંખવો. સવા પૈસાભાર મીઠું નાંખવું અને હલાવીને ચડે એટલે ઉતારવું. એજ રીતે એ શાક ફક્ત મરચું, મીઠું અને એક પૈસાભાર તેલમાં પણ થાય છે, અને જેટલી રીતથી કારેલાંનું શાક થાય છે, તેટલીજ રીતથી આ વાડ કારેલાનું શાક પણ થાય છે.

### કાળીંગડાંનું શાક.

કાળીંગડાના છોલેલા ઝીણા કકલા શેર ૧ ને એક કડાઇમાં નવટાંક તેલ મુકી ધાણા, જીરૂ, રાઈ તથા લાલ મરચાંનો વઘાર મુકી વઘારવાં. પછી તેમાં બે ચમચી સાદો મસાલો નંબર પહેલાનો નાંખવો. એક પૈસાભાર મીઠું નાંખી ચડે એટલે ઉતારવું.

એજ રીતે પાશેર ઘીમાં પણ એ શાક થાય છે, પણ લોટ મસાલો ત્રીજો ને બે તોલા આંબલીનો રસ નાંખીને થાય છે. ને એ શાક બાફી કાહાડી કોરૂં કરીને ઉપર લખ્યા પ્રમાણે વઘાર કરીને પણ થાય છે.

### પરવરનું શાક.

એક શેર પરવર લાવીને તેને સમારીને પીતા કરવા,

કાહાડી કોરાં કરવાં, પછી એક તોલો મરી તથા બે તોલા અડદની દાળ, તથા થોડાંક મીઠાં લીંબડાનાં પાન અને એક તોલો ઘી લેઈ એ કડાઈમાં વઘાર માટે મુકી લાલ થવા આવે એટલે નીચે ઉતારી લેઈ ખાંડી નાંખવાં. પછી એક વાસણમાં પાશેર પાણી નાંખી તેમાં આ વાટેલો મશાલો નાંખી ઉકાળવો. તે કરણ થાય એટલે કાહાડી લેઈ, એક કડાઈમાં પાશેર ઘી મુકી, તેમાં ધાણાજીરૂ, બે લાલ મરચાં, મીઠાં લીંબડાનાં પાન નાંખી વઘાર આવેથી પીતાં તથા ઉપરનો ઉકાળેલો મશાલો મેળવી વઘારી દેવાં તે ચડવા આવે એટલે તેમાં સવા પૈસાભાર મીઠું અને પા પૈસાભાર આમટનો મશાલો નંબર ચોથાનો નાંખી હલાવી થોડીવાર રહેવા દેઈ નીચે ઉતારી લેવું. અને પડોળનું શાક સરવે લોટ મશાલાઓમા મેળવીને એજ રીતે થાય છે.

### લીલવા પાપડીનું શાક.

એક શેર વાલના લીલવા લેઈ, એક કડાઈમાં નવટાંક તેલ મુકી, ધાણાજીરૂ, રાઈ આખાં મરચાંનો વઘાર મુકી લીલવા, વઘારવા. પછી તેમાં સવા પૈસાભાર મીઠુ અને મસાલો સાદો નંબર પહેલાનો એક ચમચી નાંખી, પાશેર પાણી રેડી ચડવા દેવા, એટલે વાટેલો અજમો થોડોક નાંખીને ઉતારવો.

એવીજ રીતે તુવેરના, ચણાના, વટાણાના, ચોળાના લીલવાઓનું શાક થાય છે. અને લીલવાઓનું શાક લોટ મસાલો મેળવીને પણ થાય છે.

### પાપડીનું શાક નંબર ૧ લું.

એક શેર સુરતી અગર દેશી પાપડી લેઇ તેને હાથે

વતી રેસા ચુંટી કાહાડી, કુંણી હોય તો કકડા કરવા અને પાકટ હોય તો દાણા કાઢવા, પછી સુરણ શેર ०, છાલીને ઝીણા ઝીણા કકડા કરવા, અથવા છીંણીથી છીણવું. પછી એક તપેલીમાં ઘી અથવા તેલ શેર ०॥, મુકવું, તેમાં હીંગ અને આખાં મરચાં બેનો વઘાર કરવો, વઘાર આવે એટલે તેમાં પાપડી નાંખી ઉપર સુરણ નાંખવું, પછી એક ઢાંકણામાં (વાડકામાં) બે પળી જેટલું તેલ, થોડોક ખારો અને પાણી એકઠું કરી ખુબ હલાવવું, તે પાણી તથા મીઠું પાપડીમાં રેડી ઢાંકી દેવી, પછી વાસણમાં કોથમીર ઝીણી સમારી લસણ, આદુ મરચાં ખપ જેટલાં વાટી, અડધા નાળીએરનું ખમણ ભેળું કરી રાખવું. પાપડી ચડી તૈયાર થાય એટલે આ બધો મસાલો અંદર નાંખી ધીમા તાપે સીજવા દેવી.

## પાપડીનું શાક નંબર ૨ નું.

ઉપર લખેલી રીત પ્રમાણે પાપડીના કકડા કરી વઘારવા. અને અંદર રતાળુ, સકરીયાં, બટાટા, લીલો મસાલો (આદુ, મરચાં, કોથમીર) ભરેલાં વંતાક વિગેરે નાંખીને પણ એવીજ રીતે પાપડીનું શાક થાય છે, આખી પાપડીના રેશા ઉતારી ફાડીને આખીને આખી (સમાર્યા સીવાયની) પાપડીનું પણ શાક થાય છે.

## ગલકાનું શાક નંબર ૧ નું.

એક શેર ગલકાં લાવી છોલી સમારીને નાના નાના કકડા કરવા, પછી કડાઇમાં નવટાંક ઘી અથવા તેલ મુકી તેમાં બે તોલા અડદની દાળ, ધાણા, જીરૂ, મીઠા લીંબડાનાં પાન નાંખી, વઘાર આવેથી ગલકાના કકડા નાંખી

### ગવાર ફળીનું શાક નંબર ૨ નું.

એક શેર ગવારફળી લાવી ડીંટી રેસા કહાડી નાંખવા. બાદ તેને દોઢ શેર પાણીમાં બાફી કાહાડવી. તે ઠોરી પડે એટલે એક કડાઈમાં નવટાંક તેલ મુકી ધાણાજીરૂ, લીંબડાનાં પાન, રાઈ, આખાં બે મરચાં તેમાં નાંખી વઘાર મુકવો, વઘાર આવેથી ગવારફળીને નાંખી વઘારવી. પછી તેમાં સવા પૈસાભાર મીઠું અને ચોથા નંબરનો મશાલો ચમચો એક નાંખી ચડવા દેવી. ચડવા આવે એટલે બે તોલા આંબલીનો રસ અને અડધો તોલો મેથીનો શેકેલો લોટ નાંખી ઉતારવી.

ગવારફળીનું શાક લોટ મશાલામાં થાય છે, થોડા વઘારમાં પણ થાય છે. પણ ગવારફળી બાફી કાઢી, વઘારી જરા તૈયાર થાય ત્યારે તેમાં થોડો વાટેલો અજમો અને મીઠું મરચું મેળવી ઉતારે છે.

### ચોળાફળીનું શાક.

ચોળાફળી એક શેર લેઇ રેસા કાહાડી નાંખી ઝીણા ઝીણા ટકડા કરવા, કઠણ હોય તો દાણા ફોલવા. આનું શાક પણ ગવારફળીના શાકની રીત પ્રમાણે થાય છે માટે તે મુજબ કરવું.

### ગેંગડાંનું શાક.

એક શેર ગેંગડાં લાવી છોલી ન્હાના કકડા કરવા. પછી એક કડાઈમાં નવટાંક ઘી અગર તેલ મુકી તેમાં ધાણાજીરૂ, રાઇનો વઘાર મુકી, કકડા વઘારવા. પછી તેમાં સવા પૈસાભાર મીઠું નાંખી એક ચમચી મશાલો સાદો નાંખવો, પાણી અંદર નાંખવું નહી, પણ તે ઉપર ઢાંક-

વાની તાસકમાં પાશેર પાણી ભરી રાખવું, ચડે એટલે
ઉતારી લેવું.

### ગીલોડાંનું શાક (ટીંડુંળાં).

એક શેર મીઠાં ગીલોડાં લાવી સમારી તેના પીતા
અથવા ચીરીયો કરવી, પછી એક કડાઈમાં નવટાંક ઘી
અથવા તેલ મૂકી, જરાક હીંગ, ધાણા, જીરૂ, રાઈ, મરચાં,
નાંખી વઘાર આવેથી કકડા નાંખી વઘારવા, તેમાં સવા
પૈસાભાર મીઠું અને થોડોક સારો મશાલો નાંખવો, તે ચડે
એટલે તેમાં થોડોક ગરમ મશાલો નાંખી ઉતારવું.

રીંગણાની માફક ભરત ભરીને પણ ગીલોડાંનું શા
સરસ થાય છે.

### કડવા ગીલોડાંનું શાક.

એક શેર કડવાં ગીલોડાં લાવી તેની સમારીને ઝીણ
ચીરીયો કરવી, પછી દોઢ શેર પાણીમાં તે ચીરીયોને બાફ
કહાડી, બીજા મોળા પાણીમાં ખુબ નીચોવી બીજ અ
પાણી નીચોવીને કહાડી નાંખવાં. એવીજ રીતે પાંચ
વખત પાણી અથવા છાશમાં ધોઈ સાફ કરવાં, પછી એ
કડાઈમાં નવટાંક તેલ, જીરૂ, મરચાંનો વઘાર મુકી, કે
કરેલ કકડા નાખી વઘારવા તેમાં પૈસાભાર મીઠું ત
એક ચમચો સારો મશાલો નાંખવો. તે ચડે એટલે ઉત
થોડોક ગરમ મસાલો નાંખવો.

ઉપર લખેલા મીઠા ગીલોડા તથા પરવરનું શ
જેટલી રીતથી થાય છે, તેટલી રીતથી આ શાક પ
થાય છે.

એક શેર તુરીયાં માટે ભરવાના મશાલામાં ધાણાજીરૂ ખાંડેલું નવટાંક, હળદર તોલો ola, હીંગ વાલ ૩, સુકાં મરચાંની ભુકી તોલો ola, મીઠું તોલો ૧, લસણની પાંચ કળી, આદુ તોલા ૨, લીલાં મરચાં નંગ ૪, કોથમીર પ્રમાણેની એક જુડી. આ બધા મશાલાને એક વાસણમાં ભેગો કરી જરા તેલનું મોંણ નાંખી સરખો હલાવવો, પછી તે તુરીયાંમાં ભરવો. આ મશાલામાં ચણાનો લોટ નાંખવો હોય તો નંખાય છે.

## ડોડવાંનું શાક.

મીઠી ડોડીનાં કુંણાં ડોડવાં એક શેર લાવી શમારી કકડા કરવા. પછી તે કકડાઓને દોઢ શેર પાણીમાં બાફી કાહાડી કોરા કરવા. પછી એક કડાઈમાં નવટાંક તેલ અથવા ઘી મુકી તેમાં હીંગ, ધાણાજીરૂ, રાઈ, આખા મરચાંનો વધાર મુકી વધાર આવે એટલે તુરત કકડા વધારવા, ઉપર એક પૈસાભાર મીઠું અને અરધા પૈસાભાર હળદર અને સાદો મશાલો જોઇએ તેટલો નાંખી ચડવા દેઈ ઉતારવું. ઠંડુ થએથી દહીં મેળવીને પણ ખવાય છે.

આ ડોડવાનું શાક બાફ્યા સીવાય પણ કાચુ વધારીને થાય છે. અને જેટલી રીતે તુરીયાંનું શાક થાય છે તેટલીજ રીતથી આ ડોડવાનું પણ શાક થાય છે.

## દુધીનું શાક. ( નઈ, તુંબડુ ).

એક શેર દુધીને છોલી શમારીને નાના નાના કકડા અને તેમાંના તમામ બીજ કાહાડી નાંખવાં. પછી શેર દોઢશેર પાણીમાં બાફી કાહાડી તે કકડા કોરા પાડી એક કડાઈમાં નવટાંક ઘી અથવા તેલ મુકી તેમાં અડદની દાળ

## દુધી, ચણાની દાળના મિશ્રણનું શાક.

એક શેર દુધી હોય તો, પાશેર ચણાની દાળ પાંચ છ કલાક પલાળી રાખવી, દુધીને સમારી ધોઈ નાંખવી. પછી એક પીતળની કલાઈવાળી તપેલી અથવા કડાઈમાં પાશેર તેલ અથવા ઘી મુકવું. તે કકડે એટલે તેમાં હીંગ, સુકાં મરચાં, લસણની કરચો નાંખી વઘાર થાય એટલે સમારેલી બધી ચીજ નાંખી વઘારવી. પછી પલાળેલી ચણાની દાળ નિતારી સ્વચ્છ પાણી વડે ધોઇ નાંખી તેને પણ શાક ઉપર નાંખી દેવી અને, એના ઉપર જરાક ખારો નાંખવો, પછી ખપ જેટલું મીઠું, હળદર નાંખી ધીમા તાપે ચડવા દેવું. ચડવા આવે એટલે ધાણાજીરૂ, આદુ, કોથમીર, લીલાં મરચાં વાટીને કરેલી લુગદી નાંખવી, ગરમ મસાલો ચમચી નાંખવો. પછી હલાવીને થોડીવાર ધીમા તાપ ઉપર રાખી ઉતારી લેવું આને તળેલુ શાક કહે છે. એ થાળીમાં લેવાય છે. એજ રીતે દુધીમાં સગગવાલનો ભરડો, બટાટા, સુરણ, ચોળાફળીના કકડા, ગવારસીંગના કકડા, મગની દાળ, વીગેરે નાંખીને પણ શાક થાય છે. ડુંગળી શેર ૦। નો વઘાર કરીને એકલી દુધીનુ પણ શાક થાય છે. દુધીની લાંબી ત્રણ ચાર ઈંચ જેટલી ચીરીયોને તેલમાં તળી નાંખી પછી મસાલો લગાડી ને પણ શાક થાય છે. એ રીતે અનેક જાતની દૃતીયોથી જુદી જુદી જાતનું દુધીનું શાક થાય છે. દુધીનુ શાક નિરોગી ગણાય છે.

## સાંગરીઓનું શાક.

સાંગરીયો એક શેરના ઝીણા ઝીણા સમારીને કકડા કરવા અને તે બશેર પાણીમાં બાફી કાહાડવા, ને પછી

તેમાં હીંગ, રાઇ, મેથી મરચાનો વઘાર મુકીને કકડા વઘારવા અને તેને ધીમા તાપથી ચડવા દેવા, ચડવા આવે એટલે તે ઉપર ધાણા જીરૂ અથવા એક ચમચી ગરમ મશાલો ભભરાવી ઉતારવા, પછી તે ખાટા સ્વાદમાં કરવા હોય તો આંમલી, ગોળ મશાલા જોડે છાંટવાથી સ્વાદીષ્ટ થશે. અને દહીંવાળા કરવા હોય તો કઢાઈવાળા વાસણમાં કાહાડી લેઇ મેળવવું. આખા સંભારના ભીંડા કરવા હોય તો પણ ઉભા ચીરીને સંભારનો મશાલો, રીંગણ, ગીલોડાં, તુરીયાંની માફક ભરીને પણ સારા થાય છે. એ પ્રમાણે ભીંડાનું શાક જુદી જુદી રીતે કરવામાં આવે છે.

### ખડબુચનું શાક.

એક શેર ખડબુચ લાવી તેને છોલીને કકડા કરવા. પછી કડાઇમાં નવટાંક તેલ મુકીને તેમાં જરાક ધાણાજીરૂ, રાઇ, અડદની દાળ તોલો ૧, લાલ મરચાં નાંખી વઘાર આવેથી તેમાં કકડા નાંખી વઘારવા. પછી તેમાં સવા પૈસાભાર મીઠું, સારો મશાલો એકાદ ચમચો, બે તોલા આંબલીનો રસ નાંખવો અને ચડે એટલે ઉતારવું.

### ખીરાનું શાક.

ખીરાનું શાક ખડબુચના શાક મુજબ થાય છે, અને એજ રીતે આરીયાનું પણ શાક થાય છે.

સુચના—જે શાકોના વઘારમાં મરચાં મુકવામાં આવે તથા જે જે શાકોમાં લોટ મશાલા મેળવવામાં આવે તે સઘળાંમાં ઘીનો વઘાર મુકવો, અને લોટ મશાલા શીવાયની મેળવણીથી જે જે શાકો કરવાં હોય તે તમામમાં તેલનો વઘાર મુકવો.

### બટાટાનુ શાક નંબર ૪.

બટાટા એક શેર લાવી તેને છોલીને ઉભી ચાર ચીરો વગેરી કરવી, તેમાં ધાણાજીરૂ નવટાંક, આદુ વાટેલુ તોલો ૧, કોથમીર કચરેલી તોલો ૦ll, હળદર તોલો ૦ll, હીંગ વાલ ૨, લસનુ ખાંડેલુ વાલ ૪, ડુંગળી સુદેલી તોલા ૨, મીઠુ તોલો ૧ વાટેલુ, આ સઘળી ચીજોને એકઠી કરીને તેલમાં ન્હોવી. તે એકત્ર થાય એટલે ચીરેલા બટાટામાં ભરવી. પછી એક કડાઇમાં અડધો શેર ઘી મુકી કકડવા આવે એટલે વઘારીને ધીમા તાપે ચઢવા દેવાં. ( આ બટાટાનાં સંભાર કહેવાય છે )

### સકરીઆંનુ શાક.

એક શેર સકરીઆં લાવીને સમારી કકડા કરવા, પછી એક કડાઇમાં ઘી નવટાંક મુકીને જરાક જીરૂ નાંખી વઘાર લાલ થયેથી તેમાં સમારેલા કકડા નાંખી વઘારવા, પછી તેમાં એક પૈસાભાર મીઠુ અને હળદર તથા મરચાં જોઇએ તેટલાં નાંખીને શાક ચઢે એટલે જરાક ગરમ મસાલો મેળવી ઉતારવું.

### ઓંયકોળાનુ શાક.

આ શાક સુરણના શાકના પ્રમાણેજ સઘળી રીતે તૈયાર કરાય છે.

### કોબીજનુ શાક.

કોબીજ એક શેરને સમારી પાણ સ્વચ્છ કરવું, તેમાં મેળવવા માટે અડધો શેર બટાટાને છોલીને કકડા કરવા, પછી એક કડાઇમાં પાશેર ઘી મુકી કકડવા આવે એટલે તેમાં હીંગ રાઇ, મરચાંનો વઘાર નાંખીને વઘાર આવે એટલે

બટાટા અને કોબીજ માંહે નાંખી વધારવાં, તેમાં હળદર તોલો ૦।।, મીઠું તોલો ૧, તથા થોડોક ખારો નાંખીને ઢાંકી નીચે તાપ કરવો, ચડવા આવે એટલે માંહે ચમચી ગરમ મશાલો તથા ધાણાજીરૂ નાંખી ઉતારવું. જો રસાદાર કરવું હોય તો શાક ચડે એટલે તેમાં એક તોલો ગોળ અને એક તોલો આંબલીનો રસ રેડવો, અથવા ઉતાર્યા પછી દહીં નાંખીને ખાવાના કામમાં લેવું.

ચણાની દાળ, મગની દાળ, મેળવીને પણ આ શાક થાય છે. દાળને ચાર છ કલાક અગાઉ પલાળી મુકવી જોઈએ. કોબીજના શાકમાં સુરતી પાપડી નાંખવાથી પણ એ શાક ઘણું સ્વાદીષ્ટ થાય છે.

### કેવડુ નરમ શાક.

એક કલાઈવાળા તપેલામાં અશેર પાંણી મુકીને આધણું આવે એટલે એક શેર ચણાની દાળ ઓરવી. પછી પા કલાક પછી દુધી શેર ૦, સમારી કકડા કરેલી તથા બટાટા સમારેલા શેર ૦, તથા સુરણના સમારેલા જીણા કકડા શેર ૦ એ ત્રણેના કકડા ચણાની દાળ ઓરેલી હોય તેમાં નાંખી દેવા, દાળ ગળી જવા આવે અને શાક બફાય એટલે તેમાં બે તોલા મીઠું અને એક તોલો હળદર નાંખવી. પછી એક લોઢાની કડછી દેવતામાં તપાવી લાલચોળ થાય એટલે તેમાં જરાક ઘી, રાઈ, મેથી, હીંગ, મરચાં, તજ, લવીંગ નાંખી શેકા વઘાર આવે એટલે તે કડછી પેલા શાકવાળા વાસણમાં નાંખી ઢાંકી દેઈ પછી હલાવીને ફરીથી ઢાંકી રાખવું. પછી તેમાં ગોળ અધોળ તથા આંબલી અધોળનો રસો કરી રેડવો અને બે ત્રણ

ખારેક અને તોલો દ્રાક્ષ નાંખવી, તથા બે ટેગાંના કકડા કરીને નાંખવા, આંબલી ગોળ નાંખતી વખતેજ આદુ, કોથમીર, લીલાં ચાર, ૭ મરચાં વાટીને નાંખવાં, તથા ગરમ મશાલો નાંખવો. થોડી વારે નીચે ઉતારી લેવું.

## શણગેલા કઠોળ કરવાની રીત.

વાલ, મગ, વટાણા, ચણા, ચોળા, મગ, અડદ વીગેરે કઠોળને શણગાળવું હોય તો મોદ્દા વિનાનાં છટેલાં કઠોળને એક તપેલામાં પાણી નાંખી પલાળવાં, એક દહાડો અને રાત રહેવા દેઈ બીજે દિવસે એક છાબડીમાં કપડું મુકીને તેમાં નાંખી એક બે દીવસ તેને ઢાંકી રાખી જ્યારે તેને શણગા (ફણગા) ફુટે એટલે જે વાલ શણગેલા કરવા હોય તો બીજા વાસણમાં ચોખ્ખા પાણી સાથે ચોળવા અને ફોતરાં કાહાડી નાંખી પોઇ સાફ કરવા. પછી એક તપેલીમાં હીંગ, સુકાં મરચાં અને તેલ મુકી વઘારી દેવુ. એક ન્હાની વાટકી ભરીને પાણીમાં ખારો તથા એક ન્હાની પળી જેટલું તેલ નાંખી એનુ ફુપીયું કરવું તે વઘારેલી દાળમાં નાંખી તાસક ઢાંકી દેવી, અને ધીમે તાપે થવા દેવું. એજ પ્રમાણે મગ, વટાણા, ચોળા, મઠ વીગેરે થાય છે, પણ તેઓને ફોલીને ભીતરાં કહાડવાં નહી, તે સણગે એટલે સ્વચ્છ પાણીથી સાફ પોઇ પછી વઘારવા અને ચડીને તૈયાર થાય એટલે પીરસવા. તે કઠોળનુ તથા મશાલાનુ માપ એવું છે કે દરેકઇ કઠોળ શેર ૧, તેલ શેર ૦॥, હીંગ તોલો ૧, સુકાં મરચાં બે ચમચી મીઠુ તોલો ૧.

અડદના સણગાને ચોઢે કે ઘી.પે દહાડે કાઢ.પી

મરચુ મુકીને વઘારવી અને ઢાંકી ધીમા તાપથી ચડવા દેવી, ચડે એટલે તેમાં અડધા પૈસાભાર મીઠુ તથા જરાક સારો મશાલો અને અડધા પૈસાભાર ખટાઈ નાંખી હલાવીને ઉતારવી.

## સુવાની ભાજી.

એક શેર સુવા લાવીને ઉપર પ્રમાણે ટીટીને સમારવા, પછી એક કડાઈમાં અધોળ ઘી, જરાક હીંગ, મરચુ, રાઈનો વઘાર મુકીને વઘારવી. તેમાં અડધા પૈસાભાર મીઠું ને જરાક સારો મશાલો નાંખી ચડે એટલે ઉતારવી.

## ટોટીની ભાજી.

એક શેર કુંળી ટોટીની ભાજી લાવી તેને ટીટીને શમારવી, પછી તેને ચોખ્ખા પાણીવડે ધોઈ સાફ કરી થોડાંક પાણીમાં બાફી કાઢવી. ચડે એટલે ઠંડી પાડી નિચોવીને દોરી કરવી. પછી એક કડાઈમાં નવટાંક તેલ અથવા ઘી મુકી જીરા અને મરચાના વઘારથી વઘારવી. પછી તેમાં અડધા પૈસાભાર મીઠું અને સારો મશાલો નાંખી થોડીવારે ઉતારવી.

આ ભાજીમાં ચડયા પછી થંડી થએ અંદર મરજી મુજબ દહીં અને મીઠું ઉમેરીને પણ થાય છે, અને તેથી તે ઘણી સ્વાદીષ્ટ લાગે છે.

ઉપરની રીત પ્રમાણે, લુણી, કુબી, પુવાડના કુંળાં પાન, પોઈ, ચણાના પાન, નાળાની વીગેરે ભાજીઓ થાય છે.

મોરડની ભાજી એ સમુદ્ર કીનારે થાય છે, તે ભાજી ટીટી સમારી બાફી કાહાડવી, પછી જરાક મીઠામાં કરમોળી, —

ફલાવી દાળ તથા પાણી એક રસ થાય તેમ ઘુંટી નાંખવી. પછી ગરમ મસાલો નવટાંક, તથા લીલાં મરચાં લસણ, આદુ, એ ત્રણે મળી નવટાંક હોઈ પાણી નાંખીને ખુબ ઝીણું લસોટવું. પછી નવટાંક કોકમને શેર ગરમ પાણીમાં પલાળી મેળીને તેનો રસ ગાળી લેવો. પછી એક તપેલું ચુલે મુકી તેમાં અધોળ તેલ નાંખીને ગરમ થવા દેવું. ગરમ થાય એટલે તેની અંદર તજ પાવલીભાર, લવીંગ એક રૂપીયાભાર, આખાં મરચાં એક રૂપીયાભાર નાખી વઘાર આવેથી, ઘણાની દાળનું તૈયાર કરેલું પાણી તથા ગરમ મસાલો અને આદુ વગેરે લસોટેલો મસાલો એ બન્નેએ પેલા તપેલામાં નાંખી, કાંઈ ઓછા પાશેર શક્કર તેટલો વાટી નાંખવું. અને પાંચ સાત ઉકાળા આવવા દેવા. પછી ઝીણી સમારેલી કોથમીર તથા મીઠું ખપ જેટલું નાંખવું. પછી ઉતારી પીરસવું.

## આમટી બટાટાની.

અડધા શેર બટાટા સારા છોલી સાફ કરીને તેને ઝીણા સમારવા (છીજવા) પછી કાંદા નવટાંકની પણ બારિક છીલ કરવી, તથા ખોપરાની એક કાચલીની પણ છીન કરવી. પછી એક કલાઈ વાળું તપેલું ચુલે મુકી તેની અંદર અધોળ તેલ અથવા ઘી ગરમ કરવું. બરોબર ગરમ થાય એટલે તેમા ડુંગળીની છીલ નાંખવી તે લાલ થાય એટલે તેમાં ખોપરૂ છીણેલું નાંખી લાલ થવા દેવું. પછી લવીંગ તોલો ૧, તજ કકડા ૨, સુકાં લાલ મરચાં તોલો ૧ નાંખી શેકવાં. વઘાર આવેથી બટાટાની છીન નાંખવી, થોડુક પાણી છાંટવું. આ છીલ બફાય એટલે કોકમ નવટાંક પલાળી ચોળી તેનો રસ ગાળીને તે તથા ગોળ શેર ૦ા મેળવીને નાંખવાં, તથા ગરમ

### બટાટાની પતરી.

બટાટા એક શેર લેઈ તેને છોલી નાંખી તેની પાતળી પતરી ઉતારવી. પછી દરએક પતરીના કકડા ભીના શેવ જેવા વરખ કાપી પાણીમાં નાંખવા. પછી મોટી કઢા-ઈમાં દોઢ શેરને આશરે ઘી મુકી કકડાવીને તૈયાર થાય એટલે તેમાં થોડા વર્ખ પાઈને પાવરી દેવો ને નિચે ધીમો તાપ એક બાજુએ ભારે નરમ કરે તેમ કરવો, જ્યારે કડક થાય એ-ટલે ઉતારવા, નહી તો વર્ખ બાળી જશે. પછી મીઠું એક ચમચા ને બે ચમચી પાણીમાં પલાળી નાખવું, વરખને લાલ થવા દેવા નહી. જ્યારે સારી પેઠે કડક થાય એટલે તૈયાર કરેલું મીઠાનું પાણી તેમાં છાંટી દેવું, પાણી નાંખવાથી જરા નરમ થશે માટે પાણી બળી જઈ પાછા કડક થાય એટલે વરખને ઝારાથી કઢાઈ લેવા. ઘી ઘણું વપરાતુ નથી પણ દુબેલા ઘીમાંથી બરોબર થાય છે. માટે મીઠું નાંખતા પહેલાં ઘી જોઈનું ઠરવા દેઈ વધારાનું નિતારી લેવું, બાદ મીઠાનું પાણી છાંટવું.

આ શીવાય કાગળ માફક પાતળી પતરી ગોળ કરી તેને મીઠુ લગાઈને અથવા ઉભી ચીરીયો પાતળી કરીને તેને મીઠુ લગાઈને પણ તળાય છે.

### પતરેલ (પતરવેલીયાં) કરવાની રીત.

ઘઉં તથા ચોખાનો લોટ મળી શેર ૦॥, ચણાનો લોટ શેર ૦॥, તેમાં એક તોલો ઘીનું મોણ દેઈ આમલી શેર ૦। તથા ગોળ શેર ૦. નું પાણી કરી તેનાથી વેસણ બાંધી જાડુ ખીરૂ બનાવવું. પછી તેમાં આદુ તોલો ૧, લીલા મરચાં ૧૦, ચીકણ ખમણેલું તોલા ૪, કેળાં પાકેલાં ૩, ડુંગળી તેલમાં તળેલી શેર ૦।, ધાણા જીરૂ તોલો ૧, સુકાં મરચાં તોલો ૧॥,

ને રવો શેર ૦॥ લઇ તેમાં પાંચ તોલા ઘી તથા મીઠું તોલા ૦॥ નાંખી મોઈ પાણીથી કણક બાંધવી પછી તેના નાના, નાના લુવા કરવા પછી તેની પુરી વણી અંદર ઉપરનું પુરણ પુરી વાળીને ઘુઘરા બનાવવા તે ઘુઘરાને શેર ૧, ઘીમાં તળી કાઢવા. એવી રીતે સઘળા પુરણને લોટમાં ભરી તળીને ઘુઘરા કરવા.

### ઘુઘરા નં. ૨

એક શેર રવાની અંદર નવટાંક જેટલું ઘીનું મોયણ નાંખી કઠણ કણક બાંધીને પછી તેને પાપડનો લોટ કુટીએ તેમ એ કણક કુટવી. પછી તેના ચાર ભાગ કરી ચાર રોટલા વણવા. પછી ચોખાનો લોટ શેર ૦। તથા ઘી તોલા ૬ બંન્ને પાણી શીવાય ફીણી તે પેલા ચાર રોટલા ઉપર ચોપડવો, અને ચોપડયા પછી તેનું ઓળ પેંડુ કરવું. અને તેના લીંબુ જેવડા ગોળા કરવા. હવે ભાગ રવા શેર ૦। ને ઘીમાં શેકી જરા લાલ થાય એટલે ખસખસ નવટાંક, ઇલાયચી તોલો ૦॥, ખાંડ શેર ૦॥ મેળવી પુરણ તૈયાર કરવું. પછી ઉપર લખેલા ગોળાની જેવી લોઇએ તેની નાની મોટી પુરી વણી તેની અંદર પુરણ ભરી વાળીને ઘીમાં તળી કાઢવા, લાલ બહુ થવા દેવા નહિ. આવીજ રીતે બદામ, પીસ્તાં, ખોપરૂં, ખસખસ વીગેરે ભરીને પણ થાય છે.

### ઘેબર.

ઘઉંનો લોટ બશેર લેઈ તેમાં મીઠું તોલા ૪ અને ઘી શેર ૦॥ નાંખી ખુબ મસળીને તેમાં ધીરે ધીરે ગરમ પાણી રેડતા જઈ ગાંઠા પડે નહી તેમ મેળવતા જઇ [illegible]

## ઘઉંઆટ.

એક શેર ઘઉંને શેકીને તેને દળાવી લોટ કરવો. પછી ઘી પોણો શેર તથા ખાંડ ગુરૂ શેર ૦॥ ભીળીને અંદર પેલો લોટ નાંખવો અને તેને ફીણવો. પછી તેમાં ઈલાયચી ખોપરી કરેલી નાંખી તેના લાડુ વાળવા. એવીજ રીતે ગોળ જોડે પણ બને તેમજ બાજરીના લોટની પણ બને છે. ઓછા વધતા ગોળ ઘીથી પણ ઘણા લોક બનાવે છે જેને ગુજરાતના ગામડીયા લોક "કુલડ" નામથી ઓળખે છે. આ ખાણું કાચુ છે માટે કોઈ વખતજ સેવન કરવા લાયક સમજવું. કારણ પચવામાં ઘણો ભારે ખોરાક છે.

## ચીક્કી.

અરધો શેર મમરાને સાફ વીણીને અરધો શેર ગોળમાં પાણી નાંખી તેની એકતારી ચાસણી થાય કે તરત ઉતારી તેમાં મમરા નાંખી ચમચા વડે હલાવી એક કરવા. પછી ગરમ ગરમ હોય એટલે તેના લાડુ મનપસંદ વાળવા. અથવા તો પાટલા ઉપર પાથરી તેનાં નાનાં ચકતાં પાડવાં. એવીજ રીતે શેકેલી દાળ ચણાની, મગફળી, શેકેલા તલ, શેકેલા રાજગરાની ધાણીની એવી રીતે ચીક્કી થાય છે.

## ચીક્કી ખોપરાની.

એક કાચલીને ખમણીને તે દાઝે નહીં તેમ નવટાંક ઘીમાં તળીને કાઢી લઈ ગોળની ચાસણી કરી તળેલું ખોપરૂ એમાં નાંખી પાથરી ચીક્કી કાપવી.

## જલેબી.

ધોળા ઘઉંના બારિક ચાળેલા લોટ શેર ૧, માં ઘીનું મોયણ નાંખી ખુબ મસળી મેળવવો. પછી ગરમ પાણી થોડું

પાણીના બદલે ગુલાબ પાણીમાંજ કરવી તેથી ઉત્તમ થશે. નાળચાનો ત્રાંબાનો કળશીયો અથવા ડાછડીને બે બાજુ કડાઈ કરાવવી તેના વચમાં નાળચાનો છેદ પડાવી તેનાથી પણ જલેબી પડાય છે.

### બીજા નંબરની જલેબી.

અરધો શેર મેંદો તથા અરધો શેર રવો મેળવી થોડાક ઘીનું મોવણ નાંખી મસળી એકત્ર કરવો, પછી તેને ગરમ પાણીમાં ગાંઠયો ન રહે તેમ બાંધી જાય દુધપાક જેવો નરમ કરી તેમાં થોડુંક એટલે અધોળ દહીં મેળવી ઉનાળાના દહાડામાં બારથી પંદર કલાક અને ઠંડીના વખતમાં ત્રીશથી છત્રીશ કલાક એમને એમ ઢાંકી રાખવો. પછી તે લોટ વખત પુરો થએ તૈયાર થાય એટલે તેમાં ચણાનો લોટ નવટાંક આશરે મેળવી દેવો, તે લોટ મેળવતાં એક રૂપીયાભાર ઘી નાંખવું. પછી તેને ખુબ ફીણીને ઉપર પ્રમાણે જલેબી ચાર શેર ઘીમાં પાડી તેના ચકરડાંને ચાર શેર ખાંડની ચાસણીમાં પાક કહાડવા. જ્યારે ચાસણી બરોબર પી રહે એટલે તેમને બીજા વાસણમાં કહાડી તેમના ઉપર જાયફળ ખારેલા તોલો ૧, એલચી વાટેલી તોલો ૧, સાકર વાટેલી શેર ૦ા, પીસ્તાની કાતરી શેર ૦ા એ બધા મસાલો અને ગુલાબની પાણી જમાવવી.

### ઢોકળાં ફીણવાં.

અરધો શેર ચોખા તથા બશેર અડદની દાળનો બારિક લોટ કરાવી, તેને એક મોટા થાળમાં એક શેર દહીનું મોવણ મેળવીને ગરમ પાણીથી તે લોટને બાંધી શીરૂના જેવો નરમ કરવો જ્યારે શીરાના નરમ પરપોટા

એટલા ચોખાના તથા બાજરીના લોટનાં ઉપર પ્રમાણેની રીતથી ઢાકળાં થઈ શકે છે.

## ખમણ ઢોકળાં.

બશેર ચણાની દાળ આગલા દાહાડાની રાત્રે પલાળી રાખવી, બીજા દીવસ સવારે તે દાળ વાટી નાંખી તેમાં એક નાળીએરના ખોપરાની ખમણેલી છીન નાંખવી તથા આદુ તોલો ૧ વાટેલું, મરચાં લીલાં ૨૦ વાટેલાં, હીંગ વાલ ૨ વાટેલી, કોથમીર સુંઢેલી જુડી ૨ અને મીઠુ તથા સુકાં મરચાં જોઇતાં નાંખવાં, એને મસળીને એક કરી એક થાળીમાં દબાવવું અને સરખું દબાવી તે થાળીને એક તપેલામાં પાણીનું આધણ મુકી તે ઉપર ઉંધી ઢાંકવી તેને તપેલા તળે અગ્ની કરી વરાળથી બફાવા દેવી. જ્યારે ચડે એટલે ઉતારી ચોરસાં પાડવાં. તેમાં મોયણ નાંખવું નહીં પણ પાછળથી તેલ અથવા ઘીમાં વઘારીને ખાવાથી ઘણાંજ સ્વાદીષ્ટ ખમણ ઢોકળાં લાગે છે.

## દહીં વડાં.

અડદ પોણોશેર, તથા ઘઉં પાશેર તેનો કકરો લોટ દળાવી તેમાં હીંગ વાલ ૨ વાટેલી, આદુ, મરચાં તોલા ૩ વાટેલાં, કોથમીર સુદેલી જુડી ૨, મીઠુ ખપ જેટલું, સુકાં મરચાં અધોળ, હળદર એક ચમચી, ધાણા જીરૂ તોલા ૨ ખાંડેલાં, તેલ શેર ૦ા, એ પ્રમાણે મસાલો મેળવી લોટ ગરમ પાણીથી બાંધવો, તેને બીજે દીવસ લીંબુ જેવડા લોયા કરી એક પાણીવાળા કપડા ઉપર તે લોયો મુકી દબાવીને પુરીની પેઠે જરા પોહોળો કરી વચ્ચે કાણું પાડવું.

તેને એક કડાઇમાં અડધો શેર તેલ મુકી તેમાં તળતા જવું જેમ જેમ વડાં તળાતાં જાય તેમ તેમ અશેર દહીંના તૈયાર રાખેલા મઠામાં નાખતા જવું. આ વડાંને છેવટ સુધી દહીંમાંજ રાખવાં, ઉપર થોડીક કોથમીર છુંદીને નાંખવી.

### દહીંથરાં.

દોઢશેર રવો તથા અડધોશેર મેંદો એકંદર કરી તેમાં ઘીનુ મોયણ નાંખી દુધ અથવા પાણી વડે એ લોટ કઠણ બાંધવો. પછી તેને પથ્થરા અગર પાટીયા ઉપર ખુબ કુટવો. બરોબર લુઆ વળે એવી કણક કુટાઇને થાય એટલે તેના નાના નાના લુઆ કરી નાની પુરી જેવડાં વણવા ઘણાં પાતળાં નહિ રાખતાં જરા દળદાર રાખવાં પછી એક કડાઇમાં પોણોશેર ઘી પુરી ધીમા તાપે તળી કાઢવાં. ઘણાં લાલ થવા દેવાં નહી. વણીને કલાક બે કલાક રહેવા દઇને તળવાં એથી વધારે વાર રહેવા દેવાં નહીં.

### દુધ પહુવા.

વીણી સાફ કરેલા પહુવા શેર ૦ાા ને ધોઈ સાફ કરી પીતળની ચારણીમાં નાંખવા. પછી દુધ શેર ૧ માં પાશેર ખાંડ પીંગાળી ગળીને માંહે પહુવા તથા પાશેર બદામની ઝીણી કાતરી નાંખી ધીમા તાપે ચુલા ઉપર મુકી નિચે ચોંટે નહી માટે હલાવ્યા કરવું. જરા જાડુ થાય એટલે નીચે ઉતારી બાકીનો સામાન મેળવવો. ઘણું જાડુ કરવું નહી, કારણ કે પહુવા દુધમાં ફુલ્યાથી કઠણ થઈ જાય છે. બરફમાં ઠંડા કરેલા પહુવા પણ સારા લાગે છે.

## દુધ પહુવા સાદા.

એક શેર દુધને ગરમ કરી તે જરા ઠંડુ થાય એટલે અડધા શેર પહુવા, પાશેર ખાંડ, તોલો ઈલાયચી વાટીને નાંખવાં. વધારે દુધ નાંખવુ હોય તો પાછળથી નાંખવું.

## દુધપાક.

સારૂ તાજુ સેંસનુ દુધ શેર ૧૦ લેઈ એક સાફ કરેલા તપેલા અગર કડાઈમાં નાંખી તળે બળતુ કરવું અને ચોંટે નહી એટલા સારૂ તેને તવેતાથી હલાવ્યાજ કરવું. તે દુધ ખુબ ઉકળે એટલે તેમાં ઉંચી જાતના કમોદના ચોખા પાશેર ધોઈને નાંખવાં જ્યારે ચોખા ચઢી જાઈ દુધ અને ચોખા એક રસ થાય એટલે તેમાં દોઢશેર ખાંડ નાંખી હલાવ્યાજ કરવું. પછી તેમાં જ્યારે પતાસાં પડવા માંડે ને જાડુ થાય એટલે નીચે ઉતારી ઠરૂ પડવા દેઈ માંહે બદામની કાતરી નવટાંક, કેસર બે આની ભાર વાટેલું, ઇલાયચી તોલો ૧ વાટેલી, જાયફળ નંગ ૧ વાટેલું નાંખવાં.

અભડાય નહિ એવો કરવો હોય તો ચોખ્ખા નહિ પીતાં કપડામાં ઢીલી (ઘસી) ને ઘીથી સોહીને નાંખવા. આ દુધપાક ઘણો ઉત્તમ થાય છે.

## દુધપાક બીજી રીતનો.

અશેર દુધને એક સાફ તપેલી અથવા કડાઈમાં પુરી તળે દેવતા કરી અડધુ દુધ બળે એટલે તેમાં અડધો શેર ખાંડ નાંખીને જાડો કરવો. પછી તેને નિચે ઉતારી બદામ નવટાંક, પીસ્તાં નવટાંક, ગુલાબનુ પાણી અધોળ, ઈલાયચી જાયફળ ખપ જેટલાં નાંખી હલાવવો. ગમે તો છડેલા ચોખા, સાબુ ચોખા અથવા ઘઉનો રવો ત્રણમાંથી એક

તોલા સુધી જરા ઘીમાં કરમોવી ઉપર પ્રમાણે નાંખી તૈયાર કરવો. આ દુધપાક પણ સારોજ થાય છે.

### દુધપાક સેવીઓ.

સારૂ તાજુ દુધ શેર ૧૦ લેઈ તેને ઉકાળવું. પછી મેંદાની ઝીણી સેવો અડધો શેર લેઈ ભાગી નાંખી ઘીમાં થોડીવાર સેકી દુધમાં નાંખી ઉકાળતાં દુધપાક જાડો થાય એટલે તેમાં ખાંડ શેર ૧ાા નાંખી થોડીવાર ઉકાળી નીચે ઉતારી ઇલાયચી તોલો ૧, જાયફળ નંગ ૨, બદામ પીસ્તાંની કાતરી નવટાંક, કેશર આનીભાર નાંખી હલાવીને ઉપયોગમાં લેવો.

### દુધ રોટલી.

પાપડના જેટલી પાતળી અને નાની નાની પડ વગરની ઘી લગાડયા સીવાયની રોટલી ઘઉંની નંગ ૨ ને ભાગી થોડા કલાક દુધમાં પલાળી રાખવી, પછી તદન નરમ થાય એટલે તેને એક રસ કરી તેમાં જરા બદામ, દ્રાક્ષ, ખાંડ મેળવી ચુલા ઉપર મુકી જરા જાડુ થાય એટલે ઉતારી ઇલાયચી, જાયફળ તથા ગુલાબનું પાણી નાંખવું. પછી ખાવાના કામમાં લેવાથી ઘણીજ સરસ મજાહ આવે છે.

### દુધીનો હુબ્બો.

એક પાકટ કઠણ દુધી (મીઠી) લાવીને છોલીને અંદરથી બીયાં તથા ગળ કાઢી નાંખી આખુને આખુ તોળવું અને તેના વજન પ્રમાણે શેર એકે શેર ખાંડની ચાસણી બનાવવી. પછી દુધીની અંદર સમાય એટલી બદામ, પીસ્તાં, ચારોળી, દ્રાક્ષ એ બધું સરખા ભાગે લેઈ, બદામ

પીસ્તાંની કાતરીઓ કરી અને ઘીમાં તળવી. પછી તેમાં ચોડાં ઈલાયચી, જાયફળ મેળવવાં. એ બધો મસાલો દુધીમાં દાબી દાબીને ભરવો અને કકળ કરી દીટાને છોલીને તેના મોઢાં ઉપર પાણું સુધી દોરાથી મજબૂત બાંધી દઈ કાંટાથી દુધીને ચોખા દઈ પછી એ દુધી સમાય એટલા મોટા તપેલામાં ચાસણી નાંખી તેમાં દુધી આખી મુકી ચુલા ઉપર તપેલું મુકવું અને તેને ફેરવ્યા કરવી. દુધી બરાબર ચાસણી પી રહે અને ચાસણી જરા સખ્ત થાય એટલે નીચે ઉતારી ઠંડુ થાય એટલે ખાવાના કામમાં લેવી.

## દમ-ક્રીમ્સ માવાનાં.

દોઢશેર દુધને બે ઉભરા આવવા દેઈ તેમાં લીંબુનો રસ નાંખી દુધ ફાડી પાણી છુટુ પડે એટલે ઉતારી કપડાથી ગાળીને પાણી કાઢાડી નાંખી મુકો માવો રહે તેને મસની સફાઈદાર ત્રણ ગોળા કરી ઘી ગરમ કરી ધીમા તાપે તળી બદામી રંગના થાય એટલે થાળીમાં મુકવા. પછી બાકીના દુધ શેર ૧ એકને બે ઉભરા આણી પાશેર ખાંડ નાંખી ઘુંટયા કરી જાડો દુધપાક થાય એટલે બીજો બધો સામાન (એક ચમચી, ગુલાબનુ એરેન્સ સાત, બદામનુ એરેન્સ સાત, ટીપાં અને જાયફળ અધુ સેકવી પેલા માવાના ગોળા ઉપર રેડી દેવો. અને તો બદામના એસે-ન્સના બદલે બદામ સાઠ ત્રણ તોલા ઘણીજ ઝીણી ખાંડીને નાંખવી, તેથી એનો સ્વાદ ઘણોજ સારો થાય છે.

## ઘુલી.

એક શેર લોટ લેઇ વાટકીયો ભરવી, જેટલો લોટ વાટકીથી થયો હોય તેટલીજ વાટકી પાણીનું આધણ

મુકવું. લોટ થોડાક તેલથી મોવો, પછી જ્યારે આધણ ખળખળાટ આવે એટલે તેમાં ગોએનું ભરકું નાંખીને હલાવી ધીમા તાપે ચઢવા દેવું. રાબડી તૈયાર થાય એટલે નીચે ઉતારી, દુધ અથવા ખાંડ અને ઘી નાંખીને ખાવું.

## નાન (મીઠા ભાખર.)

વજનેઃ રવો શેર ૦॥, મેંદો શેર ૦॥, ખમીર તોલા ૦।, ખાંડ શેર ૦।, ઘી શેર ૦।, અને દુધ જોઈએ તેટલું. તેઈ પ્રથમ લોટમાં ખાંડ તથા ઘી મેળવી, ખમીર નાંખી દુધમાં કઠણ બાંધવો, પછી તેને ખુબ મસળીને ચુલા પાસે ઢાંકી રાખવો. ખમીર ચઢયા પછી મોટાં નાન બનાવવાં હોય તો એટલા લોટનાં બનાવવાં અને નાનાં બનાવવાં હોય તો એટલાજ લોટના ત્રણ રોટલા જાડા વણવા અને ભઠીમાં લાલ સેકવા. મોળા કરવા હોય તો ખાંડના બદલે જરાક મીઠું નાખવું.

## નાન ખટાઈ.

એક શેર માખણને તાવી કલાઈવાળા છાછરા વાસણમાં નાંખો હાથવડે પંદરેક મીનીટ ફીણી છાશ નીકળે તે કાહાડી નાંખ્યા પછી જરા જરા ખાંડ નાંખી બીજો લગભગ અડધો કલાક ફીણવું. પછી રવો તથા મેંદો એક શેર લેઈ થોડો થોડો મેળવી બે કલાક સુધી ફીણવું. અને છેવટ ઈલાયચીના દાણા તોલો ૧ મેળવી નાના લીંબું જેવડા ગોળા કરી તેની ઉપર છરીવતી ધણાજ આછા ચોકડી જેવા કાપ પાડી ઉપર બદામ પારોરની કાતરી ચોડોડી તદ્દન સપાટ તળીયાની કલાઈવાળી થાળીમાં છેટે છેટે ગોળા કરવા. કારણ કે ચેકતાં પાસે હશે તો પથરાઈ જઈ એક એકને ચોટી જશે.

ભઠીમાં શેકવા અથવા તો તંદુરમાં ગરમ રેતી ભરી તેની અંદર થાળી મુકી નીચે જરા તાપ રાખી ઉપર થોડા અંગારા મુકી ધીમા તાપે શેકવા.

## પરેઠા.

ઘઉનો લોટ તથા રવો મળી એક શેર અને ગોળ અથવા ખાંડ પાશેર મેળવી, પાછળ ખમીર લખેલું છે તેમાંથી એકમાંનું બે ચમચા નાંખી કઠણ દુધ અથવા પાણીથી લોટને બાંધી બરોબર લોટ મસળી બે ત્રણ કલાક રહેવા દેઇને પછી લુઆ કરવા અને અડધા આંગળ જેટલા જાડા વણી થોડીવાર રહેવા દેઈ તવા ઉપર અથવા તો ઠીકરાની તાવડીમાં શેકવા. મોળા કરવા હોય તો ખાંડ નાંખવી નહી. અને જરાક ખારાસ ઉપર કરવા હોય તો જરા મીઠું નાંખવું.

## પરેઠા બીજી રીત.

લોટ અને રવો મળી એક શેર લેઇ તેમાં નવટાંક ઘીનું મોયણ નાંખી દુધ અથવા પાણીથી કઠણ બાંધવો. પછી તેના સરખા લુયા કરી વણવા. એક લુયો ગોળ કરી વણી તેની અંદર ચોખાના લોટનો આટો ચોપડી ગોળ અથવા ત્રણ ખુણા વાળીને તેને ગોળ જાડો અડધા આંગળ જેટલો વણવો. પછી તેને ધીમે તાપે તવા ઉપર શેકીને ઘીવડે તળવો અગર ન તળવો હોય તો લાલ થાય ત્યાં સુધી શેકવો, પછી તેને નીચે ઉતારી લેવો. એ પ્રમાણે દરેક કરવા. આટાના બદલે ઘી ચોપડી ઝીણી બુરા ખાંડનો આટો બનાવી તે ચોપડીને વણવાથી જરા ગળ્યો બનશે.

તેના મોટા લીંબુ જેવડા લોયા કરવા. પછી ઘઉંનો અડધો શેર લોટ લેઈ તેમાં નવટાંક ઘીનું મોયણ કરી પુરી વણાય તેવો લોટ બાંધવો. તે લોટને ઘી તથા પાણીવાળો હાથ મારી ખુબ ગુંદવો પછી તેના પુરી વણાય એવડા લુયા કરી દરેક લુયાની પુરી વણી તેમાં પુરણનો એક ગોળો મુકીને મ્હોં બંધ કરી દાબવો. પછી એક તપેલામાં ઘાસનો માળો ઘાલી અંદર પાણીનું આધણ મુકી તે ઘાસ ઉપર આ પુરણના દાબેલા ગોળા ગોઠવવા, પછી ઢાંકણું ઢાંકીને તળે દેવતા કરી બાફ દેવો. જ્યારે બરોબર બફાઈ ગએલાં માલુમ પડે એટલે નીચે ઉતારી એક થાળીમાં કાહાડી લેવાં.

## શ્રીફળનાં પુરણીયાં.

એક શેર ચોખાના લોટને કઠણ બાંધવો. પછી એ લોટને ઉપર પ્રમાણે ખોપરાની છીંન ત્રણ કાછલીની, ખાંડ શેર ના, ઇલાયચી તોલો ના, એ બધાંને પુરણ ભરી ઉપર બતાવેલી કૃતીએ બનાવવાં.

## સુકા મેવાના પુરણીયાં.

રવો શેર ના, મેંદો શેર ના એ બે એક કરી તેને ઘી શેર ન નું મોયણ દેઇ દુધ અથવા પાણીથી પુરી વણવા જેવી કઠણ બાંધવી. પછી બદામ પાશેર, પીસ્તાં પાશેર, લાલ દ્રાક્ષ ન શેર, ચારોળી નવટાંક, ઇલાયચી તથા જાયફળ તોલો ૧, એ ચીજો ખાંડવી પણ ફક્ત બદામ પીસ્તાંની કાતરી બનાવી ખાંડ શેર ના સાથે એ બધો મશાલો ભેગો કરી તેનું ઉપર જણાવ્યા પ્રમાણે પુરણ ભરી આગળ જણાવ્યા પ્રમાણેજ બાફી લવાં.

વણતાં સંભાળથી વણવી, નહિતો ભાગી જશે. ખાધે ઘણી સારી પુરી લાગે છે. મોંમાં મુકતાંજ ભાગી જાય છે.

## પુરી ડબ્બા અથવા મોટી.

રવો તથા મેદો એક શેર લેઈ તેમાં દોઢ પાશેર જેટલું ઘી મોયણ નાંખી તેની ઘણી કઠણ નહી તેમ ઘણી નરમ પણ નહી તેવી કણક બાંધી ઘી તથા પાણીવાળો હાથ કરી કરી કેળવવી. તેના લીંબુ જેવડા લુવા કરી વણીને કડાઇમાં ઘી એક શેર પુરીને તળી કાહાડવી. બે કામ સાથે એક માણસથી બને નહી માટે એક જણે વણવી અને એકે તળવી. આ પુરી ઘણી ઉતમ થાય છે.

## કેરીના રસની પુરી.

અડધો શેર ચણાનો લોટ લેઇ તેમાં નવટાંક ઘીનું મોયણ નાંખી માંહે જોઇતુ મીઠું નાંખી લોટ કઠણ બંધાય તેટલો કેરીનો રસ નાંખી કણક બાંધી તેની પુરી વણી ઘીમાં તળી કાઢવી.

## શીંગોડાંના લોટની પુરી.

એક શેર શીંગોડાં દળીને તેનો લોટ કરી અધોળ ઘીનુ મોયણ નાંખી એક વાડકામાં થોડુક પાણી ગરમ કરી તેની અંદર થોડો લોટ શીંગોડાંનો મોયણ વગરનો નાંખી તેમાં લાહી બનાવી તે લાહીવડે સીંગોડાંનો લોટ બાંધવો. લોટ કઠીણ હોય તો સહેજ પાણી લેવું, તેની પુરીયો વણીને ઘીમાં તળવી. આજ પ્રમાણે સામાની તથા રાજગરાની પુરીયો થાય છે.

## બટાટાની પુરી.

સારા બટાટા એક શેર લાવીને ધોઈ બાફીને ફોલી નાંખી મસળી નાંખવા, પછી તેમાં જોઇતું મીઠુ તથા જીરૂ

ભાર ગરમ કરેલા ઘીમાં બે રૂપીયાભાર ચોખાના લોટ નાંખી ફીણી તેના સાટો તૈયાર કરવો, પછી લોટને વણીને મોટો રોટલો કરવો તે ઉપર આટો ચોપડી એનો ગોળ વાટો કરવો. પછી તે વીંટાના નાના, નાના કકડા કરી તેના લુવા કરી પાનજી પુરીયો વણવી. પછી તોલા ૧૦ બદામ પીસ્તાં ઝીણાં કાતરીને તથા દ્રાક્ષ તોલા ૫ આ બધુ એક કરી તેમાંથી દરેક ઉપર થોડુ થોડુ મુકવું. પછી તે એક પુરી ઉપર બીજી પુરી મૂકી તેની કીનારીને આંત્રળો પાડવો, એવી રીતે બધી પુરીઓ તૈયાર થાય એટલે ઘી ગરમ કરી તળી કાહાડવી, (બદામ તોલા ૫, પીસ્તાં તોલા ૫, ખાંડ તોલો ના).

## ઘુઘરા પુરી.

પાશેર મેંદામા અધીળ ઘી નાંખીને તેનો લોટ બાંધી એક પુરી વણીને બહુ લાલ ન થાય તેમ નવટાંક ઘીમાં તળીને તેને પથ્થર ઉપર વાટી લેઈ તેમાં લવીંગ માસો ૧, ઇલાયચી માસો ૧, આદુનો રસ તોલા ૨, જીરૂ એક માસો, મીઠુ તોલો ૧, લીંબુનો રસ તોલો ના, બદામના ગોળા તોલા ૫, પીસ્તાં તોલા ૫, અખોડનો ગર તોલા ૫, એ બધુ એકઠું નિસા ઉપર વાટવું. પછી દ્રાક્ષ તોલા ૫, તથા સાકર દોઢ પાશેર ખોખરાં કરી તેની અંદર મેળવી એ પુરણ તૈયાર કરી રાખવું. પછી પોહોશેર મેંદામાં પાંચ રૂપીયાભાર ઘી નાંખી લોટ બાંધવો. અને કણક કેળવી તૈયાર કરી તેની પુરીયો વણવી. પછી તૈયાર કરેલા પુરણમાંથી થોડું થોડું મુકી તેના ઉપર બીજી પુરી મુકી કીનારીએ

આંબળો ચઢાવી પછી ગરમ ઘી શેર ૧, માં તળી કાઢવી. આ પુરીઓ બહુજ સારી લાગે છે.

## ચણાની દાળની પુરી.

એક શેર ચણાની દાળ એક રૂપીયાભાર મીઠું નાંખી અધકચરી બાફવી, પછી તે પથ્થરના નીસા ઉપર આખી ભાગી વાટવી. પછી કઢાઇમાં પાશેર ઘી નાંખી એ વાટેલી દાળ તળવી. પછી તેમાં દોઢપાશેર દહીં નાંખી તવેતા વડે હલાવી બરોબર સીજવા દેવી. દહી બળી જાય એટલે ઈલાયચી એક માસો, મીઠું તોલા ૧॥, લવીંગ માસો ૧, તજ માસો ૧, મરી માસો ૧, આદુ તોલા ૨, કેશર માસા ૩, એ બધી જણસો વાટીને તે દાળની અંદર મેળવી પછી મેંદા શેર એકમાં રૂપીયાભાર મીઠું તથા પાંચરૂપીયાભાર ઘી નાંખી તેની કણક પુરી વણાય એવી બાંધવી. પછી લુવા કરી તેની નાની પુરીઓ વણી અંદર પેહેલું તૈયાર કરેલું ચણાની દાળનું પુરણ મુકી ઉપર બીજી પુરી મુકી તેની કોરોને વળ દેઇ ઘી શેર ૧ માં તળી કાઢવી.

## પંચામૃત.

લીલાં મરચાં તોલા ૫, ચીરેલાં, મગફળીની સીંગોને ફોલી સાફ કરેલી તોલા ૫ લેઇ પછી તપેલી ચુલા ઉપર મુકી તેમાં રૂપીયાભાર તેલ મુકી એક ચુંજ હીંગ તથા રાઈ નાંખી વઘાર થાય એટલે ચીરેલાં મરચાં અંદર નાંખી જરા લાલ થાય એટલે અંદર મગફળી સાફ કરીને રાખેલી હોય તે નાંખવી. પછી આંબળા પાંચ રૂપીયાભારનો રસ કરી નાંખવો, અને તેમાં તજ માસો ૧, જીરૂ માસા ૨, શાહજીરૂ માસો ૧, તલ તોલા ૪, હળદર માસા ૨, હીંગ માસો

૧, લવીંગ માસા ૨, ધાણા માસા ૪, ઇલાયચી માસો ૧, એ બધી જણસોને જરા શેકી બારિક ખાંડી ગરમ પાણીમાં કાલવી તથા તેમાં મીઠું જોઇતુ નાંખી પછી પાંચ રૂપીયાભાર ખોપરાની છીન નાંખી ચાર પાંચ ઊભરા આવે એટલીવાર રહેવા દેઈ નીચે ઉતારી ખાવાના કામમાં લેવું.

## પંચામૃત નંબર ૨ જો.

તલ તોલા ૫, ધાણા તોલા ૫, ઇલાયચી તોલો ॥, લવીંગ તોલો ॥, જરાક તેલમાં તળી તેને ખાંડીને બારિક ભુકો કરી રાખવો. પછી ખોપરૂ કાછલી એક તથા હીંગ માસા ૨ જરા સેકીને કોથમીર જુદી બેછુંદી, કુટીને તૈયાર રાખવો. પછી અડધો શેર મરચાંના કકડા કરી તથા મેથી તોલા ૬ ને થોડીવાર પાણીમાં પલાળી રાખી તે બેને હળદર ચમચી એક તથા મીઠું ખપ જેટલું નાંખી આંબલી એક શેરનો રસ તથા ગોળ શેર ॥ નો રસ કરી નાંખી એ સઘળુ એકઠું કરેલુ એક તપેલામાં નાંખી ચુલે ચઢાવવું પછી તેને ઉકાળવું. પછી હીંગનો જરા તેલ મુકી વઘાર કરવો. આ પંચામૃત પંદર દાહાડા સુધી રહે છે.

## લીલવાના ઘુઘરા.

તુવેર કે પાપડીના, મટરના કે વટાણાના ગમે તેના લીલવાને પાણી, તેલ, તથા ખારો નાંખી બાફી નાંખવા. તેલ જરા થોડુ મુકવું, અને પાણી તથા ખારો જરા વધારે મુકી તેનુ દુધીયુ કરવું. તેમાં લીલવા બાફીને લોચા જેવા થાય એટલે માંહે પાશેર દુધ નાંખવું. તે બળી જાય એટલે તેને ખુબ એક રસ કરવાને પછી તેમાં આદુ મરચાં નાંખવાં, તથા હીંગનો વઘાર કરવો અને ખપ જેટલું મીઠું નાંખવું.

દેવી. પછી પાણી બરોબર શોષાઈ જઈ દાળ તથા ચોખા બફાય એટલે બદામ નવટાંક, પીસ્તાં નવટાંક, દ્રાક્ષ અધોળ, ચારોળી તે સૌ બા એ બધાં મસાલો કાતરીયો કરી નાંખવો અને તેને હલાવી એક કરી નીચે ઉતારી અંગાર ઉપર સીજવા માટે મુકવુ ગર્મો કરવો હોવતે. ઘેરે પારોર ખાદ થતી વખતે નાખવી.

## ચતુરરંગી બીરંજ.

સારી ઉંચી જાતના ત્રણશેર ચોખાને સ્વચ્છ પાણીથી ધોઈને એક તપેલામાં નાંખવા અને તે ઉપર એક વેંત પાણી રહે તેટલુ નાંખીને એક કલાક સુધી પલાળી રાખવા. પછી એ ચોખા કાહાડીને એક સાફ લુગડામાં નાંખીને કોરા કરવા. પછી એક તપેલામાં ૨૫ તોલા ઘી મૂકી ચુલે ચડાવતાં ઘી ગરમ થાય એટલે તેમાં ત્રણ રૂપીયાભાર હુંગળી કાતરીને તથા એક રૂપીયાભાર તજના કકડા, ચાર માસા મરીઆળી નાંખી જરા લાલ થાય એટલે તેમાં ત્રણ રૂપીયાભાર લસણને બારિક કાતરી નાંખવું. પછી એ સઘળી વસ્તુઓ લાલ થયા પછી સાત માસા લવીંગ, બે માસા શાહજીરૂ, નાંખી ઘી નીચે ઉતારી ઘી લુગડાથી ગાળી લેઈ રાખી મુકવું. અને તેમાં ચાર માસા ઇલાયચી વાટેલી, જાયફળ તથા જાવંત્રી ૪ માસા વાટેલાં, ઘીની અંદર નાંખવાં. પછી એ ઘીમાં ત્રણ રૂપીયાભાર લીંબુનો રસ નાંખીને તપેલીનુ મ્હોં કપડાથી બાંધીને બાજુ ઉપર મુકવું. પછી અધમણ દુધ સમાય તેવડાં ચાર તપેલાં લેવાં અને તેમાં બાર બાર શેર દુધ નાંખીને એ ચારે તપેલાં જુદાં જુદાં ચુલા ઉપર મુકવાં, પછી નીચે તાપ

તેમાં ત્રણ શેર દુધ ઉમેરી ચુલા ઉપર મુકવું અને
આવે એટલે પેલા ચોખા કેશ કરેલા તેમાં નાંખી
આવે એટલે ઓસાવી નાંખવા, પછી તેને ઢાંકીને
મુકવા, બરોબર ચોખામાંથી વરાળ નિકળે એટલે તે
એક થાળીમાં કાહાડી એમાં તૈયાર કરી રાખેલું ઘ
હાથવતી બરોબર મેળવવું, પછી તેના પાંચ ભાગ
તેમાંથી ત્રણ ભાગને પેલા ત્રણ જાતના રંગ તૈયાર
રાખેલા છે તે નાંખીને જુદા જુદા હલાવી નાંખવા,
તેમાંથી એક ભાગમાં દ્રાક્ષ, બીજામાં અખોડ,
પીસ્તા ત્રીજામાં ખારેક અને ચોથામાં તળેલી ડુંગળ
જીરાશાની અજમો, ઈલાયચી એ જણસો મેળવીને
ભાગ સાદોજ રહેવા દેવો; પછી એ પાંચે ભાગ
ગુલાબનું એસેન્સ છાંટવું. તે પછી ત્રણ શેર ચોખા
તેવું એક તપેલું લેઈ તેમાં છ રૂપીયાભાર ઘી નાંખ
ઉપર લાલ રંગનો ભાત નાંખી તેને સરખો પાથરવે
પછી મલાઇના રોટલા જે બાજુ ઉપર મુકેલા છે તે
વચ્ચો વચ્ચમાંથી કાપીને એ ભાત ઉપર પાથરવો.
ઉપર પીળો ( કેશરી ) ભાત પાથરવો. ને પાછું
મલાઈનું પડ કરવું. એવી રીતે અનુક્રમે પાંચે પડ
તેના ઉપર સૌથી ઉપર સફેત ભાત આવવા દેવો,
તપેલાને અંગારા ઉપર મુકી એના ઉપર એક સરખું
ઢાંકી વરાળ ન નીકળે એમ સીઝે એટલે ઉતારી
હવે તપેલામાંનો ભાત પીરસવો હોય તે વખતે
ભાતીયું એક બાજુએ ખોશીને ભાત સફાઈથી બ
કાહાડીને પીરસવો.

થોડુંક તેલ અથવા ઘી મેળવી મોયણ દેવું. ૧
પાણીથી બાંધી ખુબ કુટી ચોખાના લોટનુ અટા
વણીને સુકવવા. પછી તેને તેલ અથવા ઘીમાં તળ

## ફરશી પુરી.

અડધા શેર મેંદાના લોટમાં પુરીના લોટમાં
નાંખી એ તે પ્રમાણે નાંખી લોટ બાંધી પુરી વણ
કણક કઠણ રાખી કેળવવી. પછી ચણાનો લોટ
તૈયાર હોય તેમાં ખારો ૦॥ તોલો મરી ૦॥ તોલો અ
જોઈએ તેટલું નાંખી તેની પણ પુરી વણવા જેવી
અને કેળવેલી કણક બાંધવી. પછી પેલી મેંદાના
પુરી વણી, તેની અંદર આ ચણાના લોટનું પુરણ
તેનુ મ્હોં બરોબર બંધ કરીને જેવડી પુરી વણવ
તેવડી મોટી નાની વણવી. ને તેની અંદર આંગળીના
ખાડા કરવા, પછી ઘી ગરમ કરીને તળી કહાડવી.
બહુ લાલ થવા દેવી નહી ને ફુલવા દેવી નહીં.

## મથુરાના પેંડા બનાવવાની રીત.

સારો કઠણ માવો કરીને તેમાં ખાંડ (બુરા) એ
માવામાં અડધો શેર નાંખી તેમાં નવટાંક ઘી ઉમેરવ
પછી ચુલા ઉપર મુકી ધીમા તાપે હલાવ્યા કરવું પ
રાક નરમ થઈ લાલરંગ પકડે કે તુરત નીચે ઉતારી
વાસણમાં કહાડી લેઈ ગરમ હોય તે વખતે હા
લગાડી મન પસંદ વજન અને ઘાટના પેંડા દાબી ક
ઠંડું થએથી પેંડા વળશે નહીં માટે ગરમ ગરમ હો
વખતેજ વાળવા. અને બદામ, પીસ્તાંની કાતરીઓ દા

એક શેર થોડે થોડુ નાંખી ધીમા તાપથી અંદરથી ઝીણ લાલ રંગનો થાય એટલે તેમાં પેલી તૈયાર રાખેલી ચાસણી રેડી બદામ અડધા શેરની કાતરી અને માવો એ શેર મેળવી હલાવવું, જ્યારે તે કઠણ થાય એટલે કેસર ઘુંટેલું પાણી તેમાં નાંખવું. જ્યારે બરોબર કઠણ થાય એટલે નીચે ઉતારી ઇલાયચી, જાયફળ ખાંડેલાં પાછે ઉપર ભભરાવવાં. પછી પાંચેક મિનિટ પછી સાકરના કકડા નાંખી કથરોટમાં બે, ત્રણ ઇંચ જાડો થર પાથરી દેવો, તે ઠરે એટલે મરજી મુજબ કકડા કરવા.

## બદામનો મેસુર.

બદામને પલાળી છોતરાં કહાડી નાંખી ખાંડેલી એક શેર લેઈ તેને થોડાક ઘીમાં શેકી લાલ થાય એટલે એક શેર ખાંડની ચાસણીમાં તેને નાંખી હલાવ્યા કરવું, જર ખદ બદી ઉપર આવવા લાગે એટલે તેમાં પોણાબશેર ઘી ગરમ કરીને રેડવું. એ સઘળુ ખદબદીને ઉપર આવવા લાગે એટલે તેમાં ઇલાયચી જાયફળ ખાંડેલાં દોઢ તોલો નાખી નીચે ઉતારી એક થાળમાં પાથરી દેવું, ઠરે એટલે મરજી મુજબ કકડા કાપી કાઢવા.

## મરકી.

એક શેર ફોતરાં સિવાયની અડદની દાળને પાણીમાં એક રાત પલાળી બીજે દહાડે કાહાડી લેઇ તેને પથ્થર ઉપર ફરી ફરીને વાટી ઘણીજ બારીક મેંદા જેવી કરી નાંખવી પછી એક ખાદીના કકડામાં વચો વચ્ચ એક કાણું પાડી તેમાં આ દાળનુ વાટેલું ખમીર ભરવું, પછી એક કડાઈ

પછી તેને એક ઈંટોના ચુલા ઉપર ઊંધું ગોઠવવું અને ત્રણ બાજુ ચુલાના જોડે માટીથી લીંપી લેવું અને તળે તાપ કરવો. પછી એક રૂપીયાભાર સાકર, એક રૂપીયાભાર ચોખાનો લોટ, એક રૂપીયાભાર ઘી એ ત્રણેને ભેગાં કરી ફીણીને રવાની તથા ચોખાની તૈયાર કરી રાખેલી કણેકમાં મેળવી દેવું; અને તેના લીંબુ જેવડા લુવા કરી ઢાંકી રાખવા. પછી તેમાંના બે લુવા લેઈ પેલુ સાકર વીગેરેનું તૈયાર રાખેલું પુરણ લુવાની વચમાં મુકી ત્રણ લુવાને આડણી ઉપર મુકી વણવા અને આડણી જેવડા થાય એટલે હાથ ઉપર લેઇ ટીપીને જરાક વધારવા, પછી તેને તપેલા માટલા ઉપર નાંખી બે પાસાં લાલ થાય તેવી રીતે ફેરવીને શેકવા, પછી નીચે ઉતારી વાળી લેવા. આ માંડા દુધ સાથે તથા ખીરની જોડે ખવાય છે. મોળા પુરણ વગરના કરવા હોય તો તેની પણ રીત આવીજ છે. પુરણ મુકયા વગર કરવા હોય તો પણ થાય છે, અને તેમાં પુરણ પોળીનું પુરણ મુકી કરવા હોય તો પણ થાય છે. ચુલો ઈંટનો રાખવો કેમકે તેથી સરખો દેવતા લાગે છે.

## બાટી.

ઘઉંનો અડધો શેર લોટ લઇ તેમાં તેલનું સારૂ મોયણ દેઇ કઠણ લોટ બાંધવો અને તેમાં મીઠું તથા અજમો જરાક નાંખવો હોય તો નાંખવો, પછી તેની રોટલી વણીને મનપસંદ કકડા કાપી તુવેરની અથવા અડદની ખાટી અથવા મોળી દાળમાં ઉકળતામાં નાંખી ચડે એટલે કાહાડી લેઈ ખાવાના કામમાં લેવી આને કેટલાક લોક દાળ ઢોકળી એ નામથી પણ ઓળખે છે.

આવીજ રીતે બાટી, તૈયાર કરેલી મેથીની ભાજીના શાકમાં, ઘોળાકુળીના શાકમાં, ગવારશીંગ, વાલોળ વીગેરે શાકમાં નાંખીને પણ થાય છે, અને બફાઇ તૈયાર થએ ખાવામાં બહુજ મીઠાશ આપે છે.

## બાટી મારવાડી.

ઘઉંનો લોટ એક શેર અને તેમાં મીઠું તોલો ના નાંખી રૂપીઆભાર ઘીનું મોયણ નાંખીને કઠણ લોટ બાંધવો. પછી તેની આઠ બાટીયો (લાડવા ચપટા જેવી) કરવી, અને કોઇક છાણું (અડાયાં) ની આઠ (ઢગલી) કરી સળગાવી દેવાં અને અંગારા પડેથી તેમાં આ બાંધેલી બાટી ઘાલી દેઈ ફરતા અંગારા રાખીને સીજવવા (ચડવા) દેવી. બરોબર ચડી લાલચોળ થાય અને ચીરા પડે એટલે કહાડી લેઇ એક શેર ઘીમાં ડુબાવી મુકી અરધા કલાક પછી ખાવાના કામમાં લેવાથી ઘણીજ સારી લાગે છે. આ બાટી મારવાડ તરફ બહુજ બનાવવાનો અને ખાવાનો ચાલ છે.

## પુરણીયા મોદક.

ચોખાના લોટને બાફિક દળાવી તેને બાફવો. પછી તેના લીંબુ જેવડા લુઆ કરી તેમાં ખસખસ, લીલુ ખોપરૂ, ખાટનુ પુરણ તૈયાર કરી લુઆને પુરી જેવડા વણી તેમાં તૈયાર કરેલુ પુરણ ભરી લાડુ બનાવવા એ લાડુને એક તપેલાના આધણુ પુરી આધણ આવેથી તેમાં ઘાસથી ઘાલેલા મળા ઉપર ગોઠવીને ઢાકણુ ઢાકવું. પાએક કલાકમાં ચઢીને તૈયાર થએથી કાઢી લેઇ ખાવાના કામમાં લેવા. આવીજ રીતે ખોપરા અને ખસખસના બદલે ફક્ત ચણાની દાળ અને

દુધ શેર ના મેળવી ચાર, છ કલાક રહેવા દેવું. તેને છુટુ પાડી કડાઇમાં મુકી શેકવું. લાલ થાય એટલે ઉતારી તુરત કાહાડી લઈ ઠંડ પડે તેમાં ખાંડ શેર ૨ અને છોલેલી બદામ તથા પીસ્તાં દરેક નવટાંક અને ઇલાયચી પોણો તોલો વાટેલી મેળવી જોઈતા પ્રમાણના લાડવા વાળવા.

## વેસણના લાડુ બીજી રીતના.

ચણાનો આટો અડધો શેર ઘી ગરમ કરીને નાંખવો. પછી તેને ખુબ શેકવો. અને તેનો સારો વાસ છુટે અને બદામી રંગ દેખાવા લાગે એટલે ઉપર દુધ છાંટવું, એટલે ફુલીને તપેલું ભરાઈ જશે અને આટો છુટો દેખાશે. પછી ઉતારી ઠંડું થવા દેવું. ઠંડુ થાય એટલે ખાંડ દોઢ શેર અને બદામ નવટાંક, ઈલાયચી તોલો ના મેળવી મનપસંદ લાડુ વાળવા.

## દરના લાડુ.

રવો પાશેર તથા મેંદો પાશેર જુદો જુદો લેઈ તેને પાંચ રૂપીઆભાર ઘી તથા પાંચ તોલા દુધ બનેમાં જુદો જુદો મેળવી થોડીવાર દાબી રાખવો. પછી દોઢ પાશેર ઘીમાં તળી કાહાડવો, પછી પોણો શેર ખાંડ લેઇ બાકી રહેલું પોણો શેર ઘી તેમાં મેળવી એ ખાંડ થાળીમાં નાંખી ઘી સાથે સફેદ થતા સુધી ફીણવી અને તેમાં અડધો તોલો ઈલાયચી વાટેલી, તથા બદામના પાશેર ગોળાની કરચો તથા બે દાણા પાશેર અને તળેલો મેંદો તથા રવો મેળવીને જોઈતા વજનના લાડુ વાળવા.

## મગદળ તથા અડદીઆ લાડુ.

વેસણના લાડુ બનાવવાની રીત ઉપર મુજબ છે.

નવટાંક ઘી તથા અરધો શેર પાણી એને મેળવી તપેલી ચુલા ઉપર મુકીને પાણીને ઉકાળવા દેવું. સારી પેઠે ઉકળે એટલે મેંદો ભેળવવો, બધું પાણી શોષાઈ જાય એટલે કડછીથી ખુબ ઘુંટી દુધ અરધો શેર તથા અરધો શેર ખાંડ મેળવી. બે ઉભરા આવે એટલે ઉતારી લેવું. પછી તેમાં ત્રણ તોલા બદામ, કાજુ તોલા ૩ નાંખીને નાંખવાં, તથા ઈલાયચી બે આનીભાર, જાયફળ બે આનીભાર, ગુલાબનું પાણી નવટાંક, ઘી એટલે તેટલું મેળવી ખાવાના કામમાં લેવી.

## ચોખાની ખીર.

ચુલા ઉપર એક તપેલું મુકી તેમાં દોઢ શેર દુધ નાંખવું, તે ઉકળવા લાગે એટલે તેમાં ચોખા પોણો શેર નાંખવા. અને તે બફાય એટલે ખાંડ પાશેર નાંખી હલાવવી. પછી ઈલાયચી ત્રણ માશા વાટેલી નાંખી હલાવીને ઉતારવી.

## ચોખાની ખીર બીજા નંબરની.

પંદર શેર દુધને ચુલા ઉપર ચડાવી તેમાં ત્રણ શેર પાણી ઉમેરવું અને એ બેઉને ઉકળવા દેવાં, સારી રીતે ઉકળે એટલે તેમાં ચોખા શેર બે નાંખવા. ચોખા બફાવા આવે એટલે તેમા બદામની ચીરી શેર ના માફ ધોઈને છોતાં કાઢીને દ્રાક્ષ અરધો શેર તથા ગુલાબનું પાણી અરધો શેર, ખડી સાકર છ શેર અંદર નાંખી દેવાં, પછી ખુબ હલાવવુ. જ્યારે જડું થાય ત્યારે નીચે ઉતારી લઈ ઉપયોગમાં લેવી.

## લીલા શ્રીફળની ખીર.

એક લીલું શ્રીફળ ફોડીને તેમાંનું ખોપરૂં ખમણવું. તેને પોણો શેર દુધમાં નાંખી ચુલે ચડાવવું. તે ઉકાળતાં

શેર પાંણી નાંખી ગુંદીને કપડાથી તે ઘઉંનું દુધ ગાળી કાઢવું અને તેને ઠરવા દેઇ ઉપરથી ઠરેલું (નીતર્યું) પાણી કાઢાઢી નાંખવું. પછી નિચે ઠરેલું સત્વ સુકવી તોલી લેવું. તેમાં એક શેરે શેર પ્રમાણે ઘી નાંખી શેકવું, જ્યારે લાલ થવા આવે એટલે ઉતારીને ચાર શેર ખાંડની ત્રુચા પડતી ચાસણી કરીને તે શેકેલું સત્વ તે ચાસણીમાં નાંખવું. પછી તેમાં જાયફળ, જાવંત્રી, બદામની મીંજે, ચારોળી, સાક રના રવા એ સર્વે મેવાનો મસાલો યોગ્ય પ્રમાણમાં નાંખી એક કથરોટમાં ઢારી ચક્તાં પાડવાં.

## સુતરફેણી બનાવવાની રીત.

ચાર શેર ઢાંઢા ઘઉને લેઇ તેમાંથી એક શેર દુધીયે રવો કઢાવવો. તે રવાનો એક પેંડો બાંધી ખુબ ખાંડી ખાંડી નરમ કરવો, પછી તે કલુકના લાકડી જેવા વાટા કરવા પછી ચોખાનો લોટ શેર એક અઢધો શેર ઘીમાં નાંખીને ખુબ ફીણવો. પછી તે ઘીમાં ફીણેલા ચોખાંના લોટને ચોપડવો, પછી પાંચ સાત વાટા એકઠા કરીને તેનો એક વાટો વણવો અને તે વાટાને પણ ફીણેલા ચોખાનો આટો ચડાવવો (ચોપડવો). પછી તે વાટો વણતે વણતે લાંબો લાકડી જેવો થાય એટલે ચોવટો વાળીને એજ રીતે ચોખાનો લોટ ચોપડી વણીને વાટો કરવો. પછી તે વાટો ઘણોજ પાતળો કરવો પછી કડાઇમાં એક શેર ઘી પુરીને તળે તાપ કરવો તે ઘીમાં પેંડો વાટો પાતળો આંગળ જેવો વણી તેમાંથી ઊઢાણી જેવડું ગુછળું વાળીને તળવા મુકવું. તે તળાઈ ઉપર આવે એટલે ઝારાથી કાઢાડી ને શેર બે ખાંડની ચાર તારી ચાસણીમાં તળેલું ગુછળું બોળી કાઢવું. એજ રીતે ગુંછળાં કરીને ઘીમાં

એક તોલો ખાંડેલી તથા શેકેલી ખસખસ પાશેર મેળ તેનું મિસણ તૈયાર રાખેલું હોય તેમાંથી રીતસર તે રોટલ ઉપર ભભરાવવું. પછી તેના ઉપર ઘી રેડવું અને જ્યા ખદખદવા આવે એટલે એ રોટલી તવા ઉપરજ થ તરફથી ગડી કરી ઉતારી લેવી, એ રીતે મીઠી રોટલ થાય છે.

## રુમની રોટલી.

એક શેર મેંદાને પાંચ તોલા ઘી નાંખી પાણી વ ખુબ મસળવો, પછી તેના લીંબુ જેવડા લુઆ કરી તેમાંથ એક લુઓ લેઈ તેને થોડોક વણી તેના ઉપર ઘ લગાડી બીજો લુઓ ચોટલો વણી તેના ઉપર મુકવો એવ રીતે ઘી લગાડતા જઇ એકની ઉપર એક એમ ચાર લુઆ સુધી તે બધાની રોટલી વણવી. પછી બશેર ઘી એક તપે લામાં નાંખવું અને નવટાંક ખસખસ શેકેલી ઝીણી વાટી બશે દુધમાં નાંખવી અને તેમાં એક શેર ખાંડ તથા પોણો શેર ગોળ મેળવી ઘીવાળા તપેલામાં તે દુધ નાંખવુ અને રહેવા દેવું. હવે રોટલી તવા ઉપર બંને બાજુ સારી રીતે ધીમા તાપથી શેકીને તરત પેલા તૈયાર રાખેલા તપેલાનાં નાંખવી. એવી રીતે બધી રોટલી એક પછી એક દુધમાં નાંખવી.

## ખોપરાની રોટલી.

પાશેર ચોખાને પાણીમાં ભીંજવી સ્વચ્છ ધોઇ વાંસની નાની છાબડીમાં નાંખી પાણી નિકળી જવા દેવું. પછી બે શ્રીફળને છીણીથી બારિક છીણી એ છીણ પેલા ધોએલા ચોખા જોડે વાટવું. પછી દોઢ શેર ખાંડ એક તપેલીમાં નાંખી તેમાં અડધો શેર પાણી નાંખી ચુલા ઉપર સીજ-

અડધા કલાકમાં તે બાટી ચડીને તૈયાર થશે એટલે કાહાડી લેઈ ગમે તેટલા ઘીમાં નાંખી આવી.

## બાખર વડી.

ચણાનો લોટ એક શેર અને ઘઉંનો લોટ નવટાંક એક કરી તેમાં નવટાંક તેલનું મોણ નાંખી તેની અંદર ખપ પ્રમાણે મીઠું તથા હળદર, ધાણા, જીરૂ, મરચાંની ભુકી એ દરેક બબે ચમચી નાંખી એક કરી તેની જરા કઠણ કણક બાંધવી. પછી ધાણા, તજ લવીંગ, મરી, શાહજીરૂ એ દરેક તોલો તોલો લેઈ જરાક તેલમાં તળી લેવાં. પછી એક કુંગળીને ભરસાડમાં બાફી એ તળેલો મશાલો અને બાફેલ કુંગળી ભેગાં એક પથ્થર ઉપર ઝીણા વાટી લસોટી નાંખવાં પછી પેલા બાંધેલા લોટના બે અથવા એક રોટલા કરી (વણી) ઉપર પેલો વાટેલો મસાલો ચોપડવો. પછી ખોપરાની છીન અડધા શેરની કરીને તથા કોથમીર અડધો શેરને ઝીણી સમારી, પછી લસણ પાશેરને ફોલી તેની ઉભી કાતરીયો કરવી, પછી ખસખસ નવટાંકને સેકી નાંખવી અને ઈલાયચી અધોળને ખોખરી કરી પછી એ છીન વીગેરે મસાલો એક કરી પેલો રોટલો વણીને તથા મસાલો ચોપડીને તૈયાર કર્યો હોય તેના ઉપર આ ખોપરાની છીન વીગેરે મશાલો નાંખી પતરવેલીયાંના ભજીયાનો વાટો કરીએ છીએ તેમ વાટો કરવો. પછી તેના છરીથી કકડા કરી કડાઈમાં તેલ મુકી તળી કાહાડવી. જરા પાંદડી પડે ને કડક થાય એટલે કાહાડી લેવી.

સમજી એને તે પ્રમાણે ઉપયોગમાં લેવી. એ મુજબ સાત તારી ચાસણી થયા પછી વધુ વાર ચુલે રહેતાં જરા વધારે કઠણ થાય; પછી તેની ગોળી કરી લેવી, અને કપાય તેવી પોચી ગોળી થાય ત્યારે જ્યાં ગોળી પડતી અથવા કઠણ પડતી ગોળ ચાસણી લેવા જણાવ્યું હોય ત્યાં એવીજ ચાસણી લેવી. જેમકે રેવડી, હલવો વીગેરેને વાસ્તે એવીજ ચાસણી જોઇએ. પણ એટલી બધી કઠણ થવા આવતાં વખતે ખાંડ થઈ જાય છે અને જરા નરમ રહેવાને બદલે ભુરૂ બને છે તેમ ન થાય તેના માટે ઉપર લખ્યા પ્રમાણે પોચી ગોળી પડતી ચાસણી થવા આવે તેની અગાઉ ખાંડ પાંચ શેરની ચાસણી હોય તો તેમાં ખાટા લીંબુનો કાઢેલો રસ નાનો ચમચો દોઢ સુધી રેડવો એટલે પછી ચાસણીની ખાંડ થઇ જવાની ધાસ્તી દૂર થશે, અને ચાસણી જેવીને તેવી કાયમરૂપમાં રહી શકશે. આ ચાસણી વારંવાર તપાસવા માટે લાકડાની સળી ચાસણીમાં વારંવાર બોળીને વળગેલી ચાસણી ચપટીથી તપાસવા કરવી અને તેને હાથી ચપટી ઉઘાડ વાસ કરી જોવી, અને તાર ન ખેંચાય તો ચાસણી ચુલા ઉપર રહેવા દેવી, અને જ્યારે એમ કર્યાથી તાર તેજ થયાથી કડક કરી ભાગી જાય કે આપણને જોઇએ છે તેવી ચાસણી ઉપલી બધી ચીજોના માટે હવે બરાબર થઇ છે એમ જાણી તુરત ઉતારીને પછી એ બધી ચીજોમાં જેમ લખેલું હોય તેમ વાપરવી, પણ એ બધા પકવાન મીઠાઈ માટે હમેશાં પહેલા નંબરની મોરીશીયસ ખાંડ લેવી જોઇએ.

**ખમણ ઢોકળાં બનાવવાની રીતઃ**—ચણાની

દાળ રાત્રે પલાળા બીજે દિવસે સવારે દાળને પત્થરની નીસા ઉપર વાટી નાંખી અંદર થોડી ઓપરાની છીંન, આદુ, મરચાં, હીંગ, મીઠું, વજન સર નાંખવું. પછી તેને એક થાળીમાં થાપી દેવું. પછી એક તપેલીમાં પાણી ભરી ચુલે મુકી ખળખળ થાય એટલે ઉપર પેલા થાપેલા લોટની થાળી ઉંધી પાડી દેવી. થાળી બેસતી ન આવે તો તપેલાના મોઢા ઉપર કપડું બાંધી તે ઉપર થાળી ઉંધી પાડી દેવી અને બફાઈને કોરી પડે એટલે ઢાકળાંની પેઠે કકડા પાડવા. અંદર મોયણ નાંખવું નહીં પણ ઉપરથી તેલ લેવું.

**ઘેંશઃ**—ચોખાની કણકી શેર ૦। ને સાફ ધોઈ અંદર છાશ નાંખી એક તપેલામાં છાશ કણકી, મીઠું નાંખી ચુલા ઉપર મુકવી અને તળે તાપ કરવો અને ઉકળવા દેવું. કણકી બફાઈને છાશ તથા કણકી એક રસ થાય એટલે નીચે ઉતારી અંદર જીરા તથા મરચાનો વઘાર કરવો. આવીજ રીતે બાજરી, જુવાર, મકાઇ, ચણો વગેરે અનાજને ભરડીને લોક ઘેંશ બનાવે છે. તેમજ દળીને લોટની પણ ઘેંશ ઉપરની રીત પ્રમાણે બનાવે છે. દળીને બાજરીની, ચણાની, બંટીની, બાવટાની વગેરેની ઘેંશ પણ થાય છે.

**ઘુઘરા લીલવાનાઃ**—તુવેર, પાપડી, મટર, વટાણા, એમાંથી ગમે તેના લીલવાને પાણી, તેલ, ખારો, નાંખી બાફી નાંખવા, તેલ જરા થોડું મુકવું. પાણી તથા ખારો જરા વધારે નાંખવો, તેને દુધીયુ કરવું એમ કહે છે. તેમ બાફીને લોચા જેવા થાય એટલે માંહે પાશેર દુધ નાંખવું.

ઘી કે તેલ ચોપડી જરા ચોખાનો લોટ ભભરાવી તેને ગોળ વાળવું, ગોળ ન વાળવું હોય તો એક પડવાળી ઉપર પાછું ઘી લગાડી લોટ ભભરાવી ફરીથી પડવાળી તેને ચોખાના લોટમાં જરા બોળી નાની રોટલી જેવડું વણવું. ઘણું પાતળુ વણવું નહીં, વણીને તૈયાર થાય એટલે લોઢાનો તવો ચુલા ઉપર ગરમ કરી ઉપર વણેલો ચોપડો નાંખી બે મીનીટ થાય એટલે ઉથલાવી નીચેના પડને જરા લાલ ચાઠાં પડે એટલે ઘી નાંખીને બે બાજુ તળવી, બે બાજુ લાલ થાય એટલે ઉતારી લેવું. એ પ્રમાણે દરેક ચોપડા કરવા. તળવાં ન હોય તો એમને એમ પણ એજ પ્રમાણે કરવા અગર તેલથી તળવાં હોય તો તેલથી તળવાં.

**ઘઉં તથા ચણાના ચોપડાઃ**—ઘઉં તથા ચણાનો આટો દરેક અડધો શેર લેઇ એક કરી અંદર નવટાંક તેલ અથવા ઘીનું મોણ નાંખી તેમાં મીઠું ખપ જેટલું તથા હળદર ૦॥ ચમચી, હીંગ ૦। ચમચી, સુકાં મરચાંની ભુકી ૨ ચમચી એ પ્રમાણે મસાલો મેળવી જરા કઠણ કણેક કરી ઉપર લખેલી રીત પ્રમાણે ચોપડા કરવા, તેને તેલ અથવા ઘીથી તળવા. વધારે તીખા કરવા હોય તો અથાણાના સરસીયાથી તળવા. અંદર દુધીની છીંન કે ડુંગળીની છીંન કે મુળાની છીંન નાંખીને પણ આજ પ્રમાણે ચોપડા થાય છે.

**તાંજુરી રીતની પાપડી**—પોણોશેર ચણાની દાળનો લોટ સારો દળાવવો, પછી આઠ રૂપીયાભાર ઘઉં, ચાર માસા સુકાં મરચાં, છ માસા મરી, છ રૂપીયાભાર ખોપરૂ, ત્રણ રૂપીયાભાર ધાણા, સાડાબાર રૂપીયાભાર ડુંગળી તથા ચાર માસા હળદર એ સાત

છે. રોટલાનો લોટ બહુ મસળવામાં આવે તો સુંવાળો અને રૂપાળો રોટલો બને છે, અને બનાવતાં તુટતો ભાગતો કે ફાટતો નથી. આવીજ રીતે બાજરીની રોટલી બને છે. પરંતુ ફેર માત્ર એટલો જ કે રોટલો એ વધારે લોટનો અને જાડો અને રોટલી થોડા લોટની અને પાતળી થાય છે. રોટલા ઘણા અનાજના થાય છે. જુવાર, મકાંઇ, આવટો ચીણો, ચણા, મઠ, ચોળા વીગેરે જુદી જુદી જાતના અનાજના થાય છે. પરંતુ તે ઘણા ખરા ગરીબ લોક ખાય છે. શ્રીમંત લોકને તો તે નવાઇ જેવું લાગે છે કે તે કેમ ખવાય ? તથા કેવી રીતે થાય ? તે રોટલા પણ બાજરીના રોટલાની માફક બનાવાય છે.

આવટાના લાડવા—એક શેર આવટો લેઇ તેને ત્રણ દીવસ ભીંજવી રાખવો, પછી ત્રીજે દીવસે એક પત્થર ઉપર બારિક લસોટવો, અને તે આટો વધારે પાણીમાં મેળવી વસ્ત્રગાળ કરી ઠરવા દેવો. તેમાંનું ઉપરનું પાણી નિતારી નાંખી નિચેનું સત્વ સુકાવા મુકી સુકવી લેવું પછી તે સત્વના લોટના વેલણ લાડુની રીત પ્રમાણે લાડુ બનાવવા. ફકત દુધ છાંટવું નહીં. આ લાડુ માણસે દરરોજ સેવન કર્યાથી સારી શક્તિ આવે છે.

તલના લાડવા—એક શેર તલને સાફ કરી જરા શેકી નાંખવા, પછી ગોળ શેર ૨ માં અડધો શેર ઘી નાંખી તેનો પાયો બનાવવો. પાયો આવે એટલે પેલા શેકેલા તલ નાંખી હલાવી એકત્ર કરવા. પછી નીચે ઉતારી લેઇ મનપસંદ વજનના લાડુ વાળવા અગર તો થાળમાં પાથરી ચકતાં પાડવાં.

આ પ્રમાણે ચણાની શેકેલી દાળ, શેકેલી ડાંગરની ધાણી, મમરા, રાજગરો, મગફળી એ ચાર ચીજોના લાડુ થાય છે.

**વધારેલાં મકાયાં**—મકાઈના ડોડા નંગ ૨૫ લેઈ અંદરથી દાણા કાહાડી સાફ કરી એક તપેલીમાં પાશેર ઘી નાંખી ગરમ થાય એટલે અંદર મકાઈના દાણા નાંખી અંદર દુધ અશેર નાંખી બરોબર બફાઇ જાય એટલે અંદર ખપ સુજબ મીઠું, આદુ, કોથમીર, મરચાં વાટીને તેમાં ઓપરાની છીંન નાંખી નીચે ઉતારી લીંબુનો રસ તથા વાટેલાં મરી તોલો ૧ નાંખીને ખાવાં.

**વધારેલાં મકાયાં બીજી રીતનાં**-મકાઈના ડોડા નંગ ૨૫ કુમળા લેઇ તેને શેકી અંદરથી દાણા કાહાડી તેને સાફ કરી અશેર દુધની અંદર લગભગ પાંચ છ કલાક પલાળી રાખવા. પછી એક તપેલીમાં પાશેર ઘી નાંખી તે ગરમ થાય એટલે અંદર પેલા પલાળી રાખેલા મકાઇના દાણા નાંખી ધીમી આંચથી શીજવવા, શીજે એટલે અંદર ઓપરની પોણી કાછલીની છીન, કોથમીર જુડી ૨ સમારીને, આદુ તોલા ૨ વાટીને, મરચાં નંગ ૨ વાટીને નાંખવાં તથા મરી તોલો ૧ તથા ચારલીંબુનો રસ નાંખી ખાવાના કામમાં લેવાં.

**મકાઇનાં વડાં**-મકાઈના સારા કુમળા ડોડા નંગ ૨૫ લાવી તેના દાણા કહાડીને તેને પત્થર ઉપર ઝીણા લીસોટી અંદર આદુ તોલા ૨, મરચાં નંગ ૨ભેળાં લસોટવાં. પછી તેમાં કોથમીર જુડી ૨ સમારીને તથા મરી તોલા ૨ નો ભુકો તથા આખા ભાગા તલ અધોળ અને

દાજનું ઘી હોય એવું ઘી રહે તેવો તાપ રાખવો. તેને ઉથલાવ્યા વિના સહેજ ગુલાબી રંગનો થાય એટલે કાહાડી લેવો અને ટાઢે પડે એટલે ભાંગીને ઘી તથા પાણીથી ગુંદીને એકમેક કરવું. પછી પેહેલી ત્રણ ભાગની બાકી રહેલી કણકને તેલ તથા પાણીનો હાથ દઈ ખુબ ગુંદવી, ગુંદીને થાપીને રોટલાની પેઠે પોહોળી કરી તળીને જે આટો તૈયાર કર્યો હોય તે એ રોટલાને ચોપડી તેનો વાટો કરવો ને પછી તેના કુવા કરવા, ભાદા ઘણા ન કરવા. પછી તેને થાપડી પેંડા જેવડા કરવા, પછી તેને કડાઈમાં ખપ જેટલું ઘી મુકી ઘણાજ ધીમા તાપે તળવાથી અને ગુલાબી રંગનાં થવા દેવા. ખાજાં, ખાજલી, સાટા તળવામાં શેરે અદપો શેર ઘી જશે. સાટા મોળા રાખવા હોય તો તેમ, નહી તો બીજે દાહાડે શેર અદપો શેર ખાંડની અઢી ત્રણ તારી ચાસણી કરી તેમાં પાઈ કાહાડવા. ખાજાં તથા ખાંજલીને પણ ચાસણી પાવી હોય તો તેજ પ્રમાણે પાવી.

મેચકુટ—ચણાની દાળ અદપો શેર, ઘઉ નવટાંક, ચોખા અધોળ, અડદની દાળ અધોળ એ બધુ એકઠું કરી એક કડાઇમાં નાંખી જરા લાલ થાય ત્યાં સુધી શેકી નીચે ઉતારી રાખી મુકવું. પછી હીંગ તોલો ૰ા, તજ માસો ૧, સુંઠ માસા ૨, મરચાં લાલ તોલા ૨, હળદર હળદર તોલો ૧, જીરૂ માસા ૪, લવીંગ માસા ૪, ધાણા તોલો ૧, રાઇ તોલો ૧ એ બધી વસ્તુને જરા શેકીને ઉપરની શેકેલી ચીજ સાથે દળી કાહાડવી. એટલે મેચકુટ તૈયાર થશે. પછી તેને બરોબર બંધ થાય તેવા એક ડાબડામાં કે શીશામાં ભરી રાખવું કે જેથી તેની વાસ જાય નહી, પછી

રંગમાં બોળી રંગીને એક બાજુ રાખવી. તેમજ બીજી બદામની કાતરી પાંચ રૂપીયાભાર કેસર ત્રણ માસામાં રંગીને જુદી રાખવી. પછી પાશેર છોલેલા પીસ્તાના કાપ નવટાંક ઘીમાં તળીને જુદા રાખવા. પછી ઉપર જણાવેલ મેંદામાં ત્રણે જાતની બદામ તથા પીસ્તાં મેળવી ઠંડુ થાય ત્યાં સુધી તવેતાવડે હલાવ્યા કરવું એટલે સ્વાદાર આટો તૈયાર થશે. પછી તેના લાડુ મનપસંદ વજનના વાળવા.

લાપસીઃ—ઘઉંનો મેંદો પાશેર નવટાંક ઘીમાં તળીને તેમાં અઢીશેર દુધ નાંખી એક સરખો હલાવ્યા કરવો. અડધુ બળી જાય એટલે અંદર અડધો શેર ખાંડ નાંખી હલાવતા રહેવું. પછી લાપસી જરા જાડી થતી જાય એટલે નવટાંક ગુલાબ જળમાં બે માસા કેશર તથા એક ગુંજ કસ્તુરી મેળવી નાંખવી, તથા પીસ્તાં, ચારોળી, બદામ, દ્રાક્ષ, તે દરેકની ચાર ચાર તોલા કાતરી બનાવીને તમામ મેવો એ લાપસી ઉપર નાંખી હલાવી નીચે ઉતારવી.

કુરડાઇ કરવાની રીતઃ–કુરડાઇ બનાવવા માટે પીતળ અથવા ત્રાંબાનો પાંચ ઇંચ ઉંચો અને ત્રણ ઇંચ વ્યાસનો નળો કરાવવો, અને તેની ઉપરની બાજુએ તપેલીના કાંઠા જેવી કોરો રાખવી એટલે પંચપાત્ર જેવું વાસણ કરાવવું. અને વળીયાના વચમાં શઈના દાણા જેટલાં પા પા ઇંચ અંતરે સાત ગોળ કાણાં પાડવાં. પછી બે ફુટના આશરે લાંબો અને પાંચેક ઇંચ પોહોળો અને પવાલાની ઉંચાઈ પ્રમાણે સાગના કકડો લેવો, અને તેની વચમાં પવાલુ બેસતું આવે તેટલો સરખો ગોળ ગાળો કોતરાવી તેમાં નળાને ઉતારી ઉપર ટેકાવીને મુકવો, અને નળામાં ચપટ બેસતું

જેવડી વડીયો પાડવી ને તડકામાં સાદડી કે પાટીયાં ઉપર મુકવવી, બરોબર સુકાવાથી ભરી લઇ જોઇએ ત્યારે ઘી કે તેલમાં તળીને ખાવી.

**ખમીર બનાવવાની રીત પહેલી:**—ઘઉનો લોટ એક શેર, લાલ મેંદી ખાંડ પાશેર, મીઠું નાનો ચમચો; એ ત્રણે ચીજો ને બાર શેર પાણીમાં મેળવી ચુલા ઉપર એક કલાક ઉકાળી નીચે ઉતારી જ્યે ઠંડું પાડવા આવે એટલે બાટલીઓમાં ભરીબેસરો બુચ મારવો જેથી ખમીર ચોવીસ કલાકમાં તૈયાર થશે. એ ખમીરની અડધી બાટલી-માંથી અગાઉ શેર લોટને ખમીર ચ શકશે.

**ખમીર બનાવવાની રીત બીજી:**—સુદેલા વટાણા નવટાંક લેઇ કાચના પ્યાલામાં ભરવા અને તેમાં ઉકળતુ પાણી અડધો શેર રેડી પાણી ઉપર ફીણ આવે ત્યાં સુધી ચુલા પાસે ઢાંકી મુકવું. એટલા ખમીરથી આઠ શેર લોટ બંધાશે.

**ગુજરાતી લાડુ:**—એક શેર ઘઉના મેંદામાં પાશેર ઘીનું મોણ નાંખી સારી રીતે મેળવવું, અને તેમાં અડધો શેર દુધ અગર પાણી મેળવીને કઠણ લોટ બાંધવો. પછી તે બાંધેલા આટાનાં નાનાં નાનાં મુઠીયાં બાંધવાં, તે મુઠી-યાંને અડધો શેર ઘી કડાઈમાં પુરી તેમાં તળવાં. જ્યારે લાલ થાય ત્યારે નિચે ઉતારી જરા ઠંડાં પડવા દેઇ લાક-ડાની કે લોખંડની ખાંડણીમાં ખાંડી તેનું ક્ર બનાવવું, પછી એક શેર ખાંડની તારબંધ ચાસણી કરીને અગર એમને એમ ક્રમાં મેળવીને તાવેતાવડે હલાવીને એકત્ર કરવું. પછી છ માસા ઇલાયચી અને પાશેર ઘી નાંખી કરવા દેઇ નરમ હાથે જોઇતા પ્રમાણના લાડુ વાળવા.

—

કોકણી વડાં—એક શેર ચોખાંને ધોઇ સુકવી નાખી બારિક દળી તેનો લોટ કરવો, પછી તેમાં દોઢ પાશેર ઘઉંનો લોટ ભેળવી ચુલા ઉપર આસરે ત્રણ શેર પાણી મુકી તેમાં એક તોલો મીઠુ નાંખી તે પાણી ઉકળે એટલે ઉતારીને તે પાણીથી આ લોટને જરા નરમ બાંધવો. પછી તે લોટ એક તપેલામાં મુકી વચ્ચો વચ્ચ આંગળીથી ખાડો કરી એક અંગારો એ ખાડામાં મુકી એક નાની પળી તેલથી એ અંગારો હોલવી નાંખવો. પછી એ તપેલા ઉપર તુરત એક થાળી ઢાંકી કલાક ૧૮ જરા હુંફાળી જગામાં રહેવા દેવો, ઉનાળામાં બાર કલાક રાખવો, પછી લોટને કહાડીને જોવો અને ખમીર ફુલવા આવ્યું હોય તો ચુલા ઉપર કઢાઇમાં ઘી નાંખી એ લોટમાંથી મોટા લીંબુ જેવડા લુવા કરી હથેલી ઉપર હથેલીજેવડો કપડાનો કકડો લઈ પાણીમાં પલાળી હથેળી ઉપર પોહોળો કરી અને તેના ઉપર લુવો મુકી બીજા હાથે કરી પુરી જેવો ગોળ થાપવો, અને વચોવચ આંગળીથી આરપાર કાણું કરવું, અને ધીમા હાથે કઢાઇમાં મુકવું. એવી રીતે બધાં કરી તળી કાહાડવાં; લોટ જેમ નરમ હોય તેમ વડાં ઘણાં નરમ થશે આ વડાં રસાદાર તીખા શાક જોડે ખાવાથી બહુ મજા પડે છે.

ફળાહાર કરવાની રીત—હીંદુ લોકમાં ઉપવાસ કરીને ફળાહાર કરવાનો રિવાજ છે એટલા માટે કેટલીક રીતો આ નીચે આપવામાં આવે છે,

મગફળીનો લાડુ—એક શેર મગફળીના ગોળાને કઢાઈમાં શેકી ઉપરનાં ફોતારાં કાહાડી નાંખી સફેદ ચોખ્ખી રીતે કરીને તે ગોળાને ખાંડી નાંખી તેનો ભુકો બનાવવો.

તે ભુકામાં હોઢ પાશેર ઘી તથા દોઢપાશેર ખાંડ નાંખી લાડુ વાળવા અને જ્યારે ઠરે એટલે ખાવાના કામમાં લેવા.

મગફળીના ચોખ્ખા સાફ થએલા દાણાને જરા તેલમાં અથવા ઘીમાં મુકીને સાંતળી નાખી મીઠું, મરી તથા લીંબુનો રસ નાંખી ખાવાથી પણ સારા લાગે છે;

શીંગોડાના લોટની વસ્તુઓ—શીંગોડાને આખાં બાફી ખાંડીને પછી દળીને તેનો લોટ કરવો. શીંગોડાંના લોટની ફલેક બાંધવા માટે પહેલાં અંગારાં ઉપર એક એક વાસણમાં થોડું પાણી મુકી આધણ થાય એટલે જે પ્રમાણે ફલેક બાંધવી હોય તે પ્રમાણમાં ઉકાળેલા પાણીમાં થોડો શીંગોડાનો લોટ નાખી એની ખાત્રી કરવી, એ ખાત્રી પછી બીજા લોટમાં પાણી નાંખી એનાથી ફલેક બાંધવી અને જો આની પુરી કે ચોપડું કરવું હોય તો મીઠું, મરચુ તથા જીરૂ એ લોટમાં નાંખવું. એની પુરી વણીને કઢાઈમાં ઘી મુકી તળી સ્હાડવી. ચોપડું કરવું હોય તો તવો અંગારા ઉપર મુકી તળવું. એ લોટનાં ભજીયાં પણ સારાં થાય છે. શીંગોડાના લોટમાં બે પાશેર લોટ હોય તો, બે કેળાં તથા નવટાંક બાફેલા સુરણને ભેગાં કચરીને પેલા લોટમાં નાંખી એમાં આદુ, મરચાં, મીઠું, જીરૂ ખપ પ્રમાણે નાંખી એક કલાઈવાળા વાસણમાં બધુ ભેગું કરવું. ખટાશ માટે થોડી છાશ કે દહીં નાંખવું કે જેથી સ્વાદમાં સારૂ થાય છે. પછી અંગારાં ઉપર કઢાઈમાં તેલ અથવા ઘી નાખી તે કકડવા આવે એટલે ચાર ચમચા જેટલુ ભજીયા માટે તૈયાર કરેલા ખીરામાં તેલ નાંખી એકએક હલાવીને કરી નાંખવુ તેમાંથી સોપારી જેવડા ભુવા કકડતાં-

તેલમાં પાડી તળવા. રતાળુ, બટાટા, પાકી કેરી, કેળાં વીગેરેનાં ભજીયાં પણ થાય છે. ઉપર પ્રમાણે મસાલો લેઇ લોટનું ખીરૂ કરી ભજીયા કરવા માટે જેના કકડા કર્યા હોય તે પેલા ખીરામાં બોળી બોળીને પાંડવાં. છાશમાં થોડો સીંગોડાનો લોટ ડોળીને જીરૂં તથા મરચાની ભૂકી નાંખીને ઉકાળીને આદુ મરચાં નાંખવાં, એને કેટલાક લોક ઘેસ કહે છે, કોઇ કઢી કહે છે, આ કઢી પણ ખાધામાં સારી લાગે છે. એમાં કોહોળાનું ખમણ કરીને પણ નાંખ્યાથી સારી થાય છે. એ ખમણનાં ભજીયાં પણ થાય છે.

**સુરણ, બટાટા, રતાળુ, સકરીયાં તળવાની રીત**–સુરણને છોલીને સાફ કરી એના ત્રણેક ઇચ જેટલા કકડા કરવા, દરેક કકડાને સોયાથી અથવા વાંસના સળીયાથી આસપાસ ચોખા (કાણું) દેવા, સુરણ એક શેર હોય તો તેમાં બે ચમચા જેટલી ખાંડ તથા ખપ જેટલુ મીઠું નાંખી એક તપેલામાં સુરણના કકડા નાંખીને ઢાંકી રાખવા. તળવું હોય તેના એક કલાક પહેલાં આ પ્રમાણે કરવું. પછી અંગારા ઉપર એક પીતળનું તપેલું અથવા કડાઈ મુકી તેમાં અચ્છેર ઘી અથવા તેલ મુકી કકડવા દેવું. જ્યારે કકડી તૈયાર થાય એટલે પેલા કકડામાં જે પાણી વળ્યું હોય તે નિચોવી તેલમાં મુકવા અને ઉપર અંધએસ્તી તાસક ઢાંકી ધીમા તાપે થવા દેવું. ઉપર લાલ પતરી બાઝે એટલે ઉતારી લેઇને ખાવાના કામમાં લેવું. બટાટાને બાફી છોલી સાફ કરી તેના કકડા કરવા, પછી તેલ અથવા ઘીમાં તળવા. જરા રાતી પતરી જેવું બાઝે એટલે ઉતારીને ખાવાના કામમાં લેવા. સકરીયાંને સાફ ધોઈ એક ઇચ જેવડા કકડા

કરી ઘી અથવા તેલમાં વઘારવા અને ઉપરથી મીઠું, મરચું, માપ મુજબ નાંખી ચીજવા દેવા. તૈયાર થાય એટલે તેમાં એક ચમચો ભરીને ગોળ કરેલો નાંખી હલાવી જરાવાર રહેવા દઈ ઉતારી ખાવાના કામમાં લેવાં, કાકડીયાંને છોલીથી છોલી ખમણ કરવું. જો કેર કાકડીયાંનું ખમણ હોય તો તેમાં નાંખવા માટે પાકેર મગફળીના શાક કરેલા દાણાનો ભૂકો, અથવા નાળીએરનું ખમણ, આદુ મરચાંની કરચો ચીરી ભભરાવીને આ બધું એક જુદા વાસણમાં ભેગું કરવું. તૈયાર કરેલા ખમણને રોટપાગેર ઘીમાં ભેળવવું. પોણીવાર પછી હલાવી તૈયાર કરેલો મસાલો એમાં નાંખીને ફરીને એકદમ ઉતારી નાંખવું. ખાતી વખત દહીં અથવા લીંબુનો રસ નાંખવાથી શાક સ્વાદિષ્ટ થાય છે. એજ રીતે સુરણ, બટાટાનું ખમણ થાય છે. રતાળુને શાક છોલી પીતા કરી જરા મરી મીઠું અને હળદર લગાડી ઘી અથવા તેલમાં ધીમા તાપે ગરમના વધારથી વધારી ચીજવા દેવું. તૈયાર થયેથી ઉતારી ટંડુ પડવા દઈ ખાવાના કામમાં લેવું.

સાદો ભાત બનાવવાની રીત—સારી જાતના ચોખા લઈને તેમને સાફ પાણીથી ત્રણ વખત ધોઈને પછી બેએક કલાક પલાળી રાખવા-પછી એક તપેલામાં આધણ મુકીને તે ઉકળવા લાગે એટલે તેમાં પેલા ધોયેલા ચોખાનું પાણી નીતારી નાંખીને ઓરવા અને બે ત્રણ ઉભરા આવે એટલે કડછીના દાંડવડે હલાવીને તેમાંના બે ત્રણ દાણા તપાસી જોતાં ચડી જવા આવ્યા છે એમ સમજાય એટલે અંદરનું વધારનું પાણી ઓસાવી નાંખીને પછી અંગારા ઉપર રાખી બરાબર ચીજવા દેઈ ઉપયોગમાં લેવાં.

એક તપેલું મુકીને તેમાં એક શેર ઘી મુકીને ગરમ થાય એટલે તેમાં નવટાંક ડુંગળીઓની ચીરો, ૦॥ તોલો લવિંગ, ૦॥ તોલો ઇલાયચી, તથા ૦॥ તોલો તજ નાંખી હલાવતાં બધુ લાલ થઇ બરાબર વઘાર આવે એટલે તેમાં આશરા પરનું પાણી તથા પાંચેક તોલા મીઠું નાંખી ઢાંકણું ઢાંકી નીચે તાપ કરતાં બરાબર આધણ આવે એટલે તેમાં ત્રણ તોલા દ્રાક્ષ, ત્રણ તોલા બદામની મીંજેની કાતરીઓ, ત્રણ તોલા કાજુ, ૦॥ તોલો તમાલપત્ર તથા પલાળેલો ભાત નાંખીને ઢાંકી રાખવું. અને પાણી ઉભરાઇ જાય નહિ એટલા માટે વારંવાર હલાવતાં રહેવું. પાણીનો ભાગ બળી જઇ ચોખા સીજીને દાબી જોતાં આંગળીએ ચોટે એવા તૈયાર થાય એટલે તેમાં એક શેર ગરમ કરી રાખેલું દુધ નાંખીને હલાવવું અને પછી તે તપેલાના મહોડા ઉપર કપડાનો બીનો કટકો બાંધીને તે ઉપર ઢાંકણું ઢાંકીને તપેલાને હેઠળ ઉતારી થોડાએક અંગારા ઉપર રાખવું. અને તેની આજુબાજુ તેમજ ઢાંકણા ઉપર પણ થોડા અંગારા રાખીને અરધો પોણો કલાક સીજવા દેવું. અને બરાબર તૈયાર થયેલો સમજાય એટલે ઉપયોગમાં લેવો.

**દહીંવાળો ભાત બનાવવાની રીત**—ચોખાને ધોઇ સાફ કરી બેએક કલાક ભીંજવી રાખી આધણ મુકી ઓરવાથી તે બરાબર સીજે એટલે થોડીએકવાર ઠંડા પડવા દેઇ પછી તેમાં દર શેર ભાતે બશેર ખાટું દહીં, ચાર તોલા કચરેલું આદુ અને દોઢ તોલો મીઠું નાંખી એકત્ર કરવું. પછી એક કડછીને ગરમ કરી તેમાં ચાર તોલા ઘી, ચાર માસા રાઈ, બે વાલ હીંગ, આઠેક સુકાં મરચાં, ૦॥

બીજી રીત—ચોખા ધોઇ બેએક કલાક ભીંજાવી રાખી પછી એક તપેલામાં નાંખી તેમાં હાથની આંગળીઓનો વચલો વેઢો ડુબે એટલું પાણી નાંખી ચુલે ચઢાવી તાપ કરતાં બરોબર ચડે એટલે નીચે ઉતારી અંગારા ઉપર મુકી સીજવા દેવા જો જુના ચોખા હોય તો વધારે પાણી પડયું હોય તો પણ તે પીજઇને છુટા થાય છે, અને નવો ભાત હોય તો જરાક વધારે પાણી પડે તો પણ ગળડી જઇ લોચો થઈ જાય છે માટે બરાબર વિચાર કરી પાણી મૂકવું.

વઘારેલો ભાત બનાવવાની રીત—ઉપર મુજબ રાંધતા ભાત સીજીને તૈયાર થાય એટલે એક બીજી તપેલીમાં દરશેર ભાતે દોઢ પાશેર જેટલું ઘી નાંખી ચુલે ચઢાવતાં તે ઘી ગરમ થાય એટલે તેમાં દશ, લવિંગ એક કકડો તજ તથા થોડાંએક સુકાં મરચાં નાંખી હલાવી વઘાર આવે એટલે તેમાં તૈયાર થયેલો ભાત નાંખી દેવો અને પછી માફકસર મીઠું, ০। તોલો હળદર, આઠ દશ મરીઆં, એક તોલો કચરેલું આદુ, તથા એક જુડી કોથમીર અથવા ০। તોલો ધાણા, જીરૂ નાંખી ભાતને સારી પેઠે હલાવીને થોડીવાર અંગારે રહેવા દેઇને પીરસવો. જો આ પ્રમાણે તૈયાર કરવામાં આવતા ભાતમાં તજ, લવિંગના બદલે હીંગ, રાઈ, મરચાંનો વઘાર કરવામાં આવે તેમજ વઘાર કર્યો પછી તેમાં થોડું એક દહી નાંખી અંગારે રાખવામાં આવે તો પણ સારો સ્વાદિષ્ટ થાય છે.

બીજી રીત–સારા ચોખા પાંચ શેરના આશરે લેઇ તેમને ધોઇ બેએક કલાક પલાળી રાખવા, પછી ચુલા ઉપર

મોવી દેવા, અને ઉપર મુજબ તૈયાર કરેલા મસાલામાંથી અડધો અડધ મસાલો તેમાં નાંખીને રગદોળવા. પછી બાકી રહેલા અડધા મસાલામાં બે તોલા આંબલીને ઉકાળી ચોળી કાઢેલો રસ નાંખી ત્રણ શેર કુમળાં વંતાકમાં એ મસાલો ભરવો. વંતાક એવી રીતે ચીરવાં કે તેમની ફાટો જુદી પડી જાય નહિ, એટલા માટે વંતાક ઉપરનાં દીંટાં અડધાં કાઢી નાંખવાં અડધાં રહેવા દેવાં, અને પછી દરેકની ચાર ચીરો કરવી. પછી એક તપેલામાં ના શેર ઘી નાંખી ચુલા ઉપર મુકી નીચે તાપ કરતાં તે ઘી ગરમ થાય એટલે તેમાં રાઈનો વઘાર મૂકી પેલાં મસાલો ભરેલાં વંતાક એમાં નાંખી દેવાં અને જરા હલાવી નીચે ઉપર કરી તેના ઉપર એક પાણી ભરેલી થાળી ઢાંકી રહેવા દેવું. વંતાક બફાએલાં માલુમ પડે એટલે એક બીજા વાસણમાં કાઢી લેઈ પછી પેલા તપેલામાં બીજું અડધો શેર ઘી નાંખી તેમાં પંદર વીશ લવિંગ નાંખી વઘાર આવે એટલે મસાલો નાંખેલા ચોખા વઘારી દેવા, અને હલાવી જરાકવાર રહેવા દેઈને પછી તેમાં ગરમ ખળખળતું પાણી નાંખીને ઢાંકણું ઢાંકી રાખી મુકતાં ભાત બરાબર બફાઈને તૈયાર થાય એટલે તે તપેલામાંથી અડધો ભાત બહાર કાઢી લેઈને પેલાં વંતાક તે તપેલામાં નાંખી બહાર કાઢી લીધેલો ભાત પણ પાછો તે તપેલામાં નાંખી અંદર બીજું એક શેર ઘી નાંખી નીચે ઉતારી અંગારા ઉપર મુકી બરાબર સીજવા દેવું અને પછી તેમાં અડધો શેર છીલેલું લીલું ટોપરૂં મેળવી તે ભાત ખાવાના ઉપયોગમાં લેવો.

બટાટાં, ધીલોડાં, તુરીઆં કે પરવળનો ભાત—

એ પણ ઉપર લખેલી રીત મુજબ બનાવવો.

**ગોળ ભાત બનાવવાની રીત**—બશેર સારા ચોખા લેઇ ધોઇ બે કલાક ભીંજવી રાખ્યા બાદ એક તપેલામાં શેરેક ઘી નાંખી નીચે અગ્નિ કરતાં ઘી ગરમ થાય એટલે તેમાં ચોખા નાંખી જોઇએ તેટલું પાણી રેડી બરાબર સીજવા દેવા. પછી તેમાં ચારેક નાળીએરનું છીણેલું ટોપરું તથા બશેર ગોળ નાંખી હલાવીને ધીમે તાપે સીજવા દેવા, અને એલચીનો ભૂકો બેએક તોલા ઉમેરી ઉપયોગમાં લેવા.

**બદામનો ભાત બનાવવાની રીત**—ત્રણ શેર સારી ઉંચી જાતના ચોખા લેઇને તેમને ધોઈ બે એક કલાક પાણીમાં ભીંજવી રાખીને પછી પાણીનું આધણ આવે તેમાં ઓરવા. પછી બરોબર બફાઇને સીજે એટલે તેમાં બશેર બદામની ચીજોને થોડી એકવાર પાણીમાં પલાળી રાખીને તેનાં છોડા કાઢી નાંખી કાતરીઓ કરીને તે ચોખામાં નાંખવી તથા ત્રણ શેર ઘી અને દોઢ શેર સાકરને પણ તે ભાતમાં નાંખી બધું હલાવી એકત્ર કરીને થોડી એકવાર રહેવા દેતાં સાકરનું પાણી થઈ જઇને બળવા માંડે એટલે નીચે ઉતારી અંગારા ઉપર રાખતાં બરાબર સીજે એટલે ઉપયોગમાં લેવો.

**ચાસણીનો મીઠો ભાત બનાવવા રીત**—ખાંડ એક શેર લેઇને તેનો મેલ કાઢી નાંખીને બે તારી ચાસણી કરવી, પછી કેસર બે માસાભાર, અને કસ્તુરી રતી આઠ લેઇ તેને ૦। શેર ગુલાબજળ સાથે ઘુંટીને તે ચાસણીમાં નાંખી દેવી અને ૦। શેરેક ઘી તે ચાસણીમાં નાંખવું. બાદ બશેર ચોખા લેઈ તેને ધોઇ સાફ કરીને બે એક કલાક

ભીંજવી રાખ્યા બાદ એક તપેલીમાં આધણ મુકીને તે બરાબર ઉકળવા માંડે એટલે તેમાં ઓરી દેવા અને અડધા સીજવા આવે એટલે તેમાં ચાસણી નાંખી પછી ાાા શેરેક ઘી તેમાં નાખીને અંગારે મુકીને સીજવા દેતાં તૈયાર થાય એટલે એક થાળીમાં કાઢી તેમાં ા શેર બદામની મીજેની કાતરીઓ, ા શેર દ્રાક્ષ, પીસ્તાંની કાતરી શેર ાા એ મુજબ ચીજો ઘીમાં તળીને ઉપર ભભરાવી ઉપયોગમાં લેવો.

બીજી રીતઃ—આ રાતે પણ ઉપર મુજબજ ચોખા બનાવવામાં આવે છે, પરંતુ ફરક માત્ર એટલોજ છે કે વધારામાં તેમાં દુધની મલાઈ દર શેર ચોખે ાા રતલના હીસાબે મેળવાય છે.

સાકરીઆં મીઠો ભાત બનાવવાની રીત—ઉપર મુજબ એક શેર સાકર લેઇને તેની ચાસણી કરી પછી તેમાં ચાર માસા તજ, ચાર માસા ઇલાયચી, ચાર માસા લવિંગ વિગેરે મસાલો તથા ાાા શેર ઘી નાંખી એક બાજુએ રાખવી. પછી બગ્રેર સારા ચોખાને રાંધી તૈયાર કરી તેમાં તે ચાસણી તથા બીજું ાાા શેર ઘી નાંખી બરાબર સીજવા દેઈ એક થાળીમાં કાઢી લેઇ તે ઉપર ા શેર બદામ ા શેર પીસ્તાં અને ા શેર દ્રાક્ષની કાતરીને ઘીમાં તળીને ભભરાવવી. પછી તે ભાત ઉપયોગમાં લેવો.

દુધ સાથેનો મીઠો ભાત બનાવવાની રીત-દુધ ચાર શેર લેઇ તેમાં એક શેર ખાંડ નાંખી ઉકળવા દેવું. અને ત્રણ વાલ કસ્તુરીને ગુલાબજળમાં ઘુંટીને એ દુધ તથા ખાંડની ાાા તારની તૈયાર થયેલી ચાસણીમાં ઉમેરવી. પછી બગ્રેર સારી જાતના ચોખા લેઇને તેમાં ાા તોલો તજ,

લવિંગ અને ૦ાા તોલો ઈલાયચી એ પ્રમાણે મસાલો મેળવી એક શેર ઘીમાં સુતળીને પછી તે દુધમાં નાંખી ઉકાળતાં બફાવા આવે એટલે ધીમા તાપે રાખી સીજવા દેવા. અને બરોબર સીજે એટલે થાળીમાં કાઢી લેઇ તેમાં ૦। શેર બદામ અને ૦। શેર પીસ્તાંની કાતરી તથા ૦। શેર દ્રાક્ષ ને ૦ાા શેર ઘીમાં તળીને ભભરાવી પછી ઉપયોગમાં લેવા.

**કેરીઓના રસ સાથેનો ભાત બનાવવાની રીત**–ચાર શેર દુધને ઉકાળતાં બશેર બાકી રહે એટલે નીચે ઉતારી એક બાજુએ રાખવું. પછી ચાર શેર કેરીઓના ગાળેલા રસમાં વીસ તોલા મલાઇ નાંખીને એક રસ કરી કપડેથી ગાળી તેમાં પેલું ઉકાળેલું દુધ નાંખી એક રસ કરવું. બાદ તેમાં દોઢ શેર ખાંડ નાંખી એકત્ર કરી ચાસણી બનાવી તેમાં ચાર તોલા ગુલાબજળમાં ઘુંટેલું બે માસા કેસર તથા બે ગુંજ કસ્તુરી મેળવવી. પછી બશેર ચોખા લેઇ ત્રણ વખત પાણીથી ધોઇ સાફ કરી બે કલાક ભીંજવી રાખીને એક તપેલામાં આધણ મૂકી ઓરી દેવા. અને તે અડધા ચડવા આવે એટલે જરાક પાણી રહે તેવી રીતે ઓસાવી નાંખી પછી દશ તોલા ઘીમાં ૦ાા તોલા ઘીમાં ૦ાા તોલો લવિંગ અને ૦ાા તોલો ઇલાયચીનો વઘાર મૂકી વઘારવા, તેમજ ચાર માસા તજ અને ૦ાા તોલો ઈલાયચીનું ચુર્ણ તેમાં મશાલા તરીકે ઉમેરવું. અને અંગારા ઉપર રાખીને ભાતને સીજવા દેવો. પછી દશ તોલા બદામ તથા તેટલીજ પીસ્તાંની ભીજની કાતરી તથા દશ તોલા દ્રાક્ષને પાણીથી ધોઈ સાફ કરી દશ તોલા ઘીમાં તળીને એક બાજુએ રાખવી. પછી એક થાળમાં

પેલા ભાતમાંથી થોડોએક કાઢી તેનો થર કરી તેના ઉપર જે ચાસણી તૈયાર કરી રાખેલી હોય તેમાંથી થોડી નાખી ઉપર થોડું બદામ પીસ્તાંનું ચુર્ણ ભભરાવવું; અને પાછો તેના ઉપર ભાતનો થર કરી તે ઉપર ચાસણી રેડી બદામ, પીસ્તાં ભભરાવવાં. એ મુજબ અનુક્રમે કરતાં છેવટ ઉપરે ચાસણીનો થર આવે તેના ઉપર બદામ, પીસ્તાં ભભરાવી વીરોક રૂપાના વરખ લગાડીને પછી તે ભાત ખાવાના ઉપયોગમાં લેવો.

**મીઠો કેસરી ભાત બનાવવાની રીત**-બરોર સારી જાતના ચોખા લઈ તેમને સારી પેઠે ધોઈને બે કલાક ભીં-જાવી રાખવા. પછી એક તપેલામાં પાણી નાંખી ચુલા ઉપર મૂકતાં બરાબર આધણ આવે એટલે તેમાં એક શેર ઘી નાંખી ચોખા ઓરી દેવા. અને તે બરાબર બફાય એટલે નીચે ઉતારી અંગારા ઉપર મૂકી સીજવા દેવા. બરોબર સીજે એટલે એક કથરોટમાં કાઢી પહોળા કરી પછી બે તોલા કેસરને પાણી સાથ ઘુંટીને તે ભાત ઉપર છાંટી હલાવીને એકત્ર કરી નાંખવા. બાદ તેમાં ત્રણ શેર ખાંડ, ૦ાા શેર બદા-મની મીંજની કાતરી, ૦ાા શેર પીસ્તાંની કાતરી, ૦ાા શેર દ્રાક્ષ એ મુજબ નાંખવું પછી એક કલાઈવાળું તપેલું ચુલા ઉપર મૂકીને તેની અંદર એક શેર ઘી નાંખી ગરમ કરી તેમાં બે કટકા તજ, ત્રીસ લવિંગનો વઘાર મૂકી પેલા કથરોટમાંના ચોખા તેમાં વઘારી દેવા અને તવેથા વડે હલાવતા રહેવું. ખાંડનું પાણી થઈ અંદર ખદખદવા લાગે અને થોડુંએક બળી જાય એટલે નીચે ઉતારી તેમાં બીજું ૦ાા શેર ઘી નાંખી અંગારા ઉપર મૂકી ઢાંકણું ઢાંકી ઢાંક-

ણામાં પણ થોડાએક અંગારા નાંખી ભાતને સીજવા દેવો. બરાબર સીજી જાય એટલે ચાર તોલા સાકરની ઝીણી કાકરીઓ, તથા ચાર તોલા ઇલાયચી દાણાનો ભૂકો તેમાં નાંખીને પછી ઉપયોગમાં લેવો.

જો કેસર ઓછું હોય તો ભાત ઓરતી વખતે ચોખાના આધણમાં ૦ાા તોલા જેટલી હળદર નાંખવી. તેમજ કેસરનું પાણી નાંખતા પહેલાં એકાદ લીંબુનો રસ ભાતમાં નીચોવવો, જેથી જલદી કેસરનો રંગ બેસી જશે.

બીજી રીત—બશેર ચોખા લઇ ધોઇને કોરા પાડવા, પરંતુ સાફ સુકાઇ જવા દેવા નહિ. પછી બે તોલા કેસર લેઇને તેને બારિક વાટીને ૦ા શેર ઘીમાં કાલવીને એક કથરોટમાં પેલા ચોખા નાંખીને તેમાં તે મિશ્રિત કેસર નાંખી ચોળીને એકત્ર કરવું. પછી ચોખાને એક વાડકાથી માપી જોતાં તે જેટલા થાય તેનાથી બમણું ભરીને પાણી એક તપેલામાં નાખી ગરમ કરી ખુબ ખળખળવા લાગે એટલે ધીમી આંચ ઉપર મુકી પછી એક બીજા તપેલામાં એક શેર ઘી નાંખી તેની અંદર બે તોલા લવિંગ નાંખી હલાવતાં વધાર તૈયાર થાય એટલે તેમાં પેલા ચોખા નાંખી ગરમ કરેલું પાણી નાખવું, અને ધીમા તાપે થવા દેતાં ચોખા બફાવા આવે એટલે તેમાં ત્રણ શેર ખાંડ, ૦ાા શેર દ્રાક્ષ, ૦ાા શેર બદામ, તથા ૦ાા શેર પીસ્તાંની ઝીણી કાતરી નાંખી તવેતા વડે હલાવી ઢાંકી રાખવું, અને ધીમી આગથી સીજવા દેતાં ખાંડના પાણીનો ભાગ બળી જવા આવે એટલે નીચે ઉતારી અંગારાં ઉપર મૂકી સીજવા દેતાં બરાબર સીજે એટલે તેમાં ચાર તોલા સાકરનો આખો

મારો ભૂકો તથા ચાર તોલા ઈલાયચીનું ચુર્ણ મેળવી ઉપયોગમાં લેવો.

અનનાસનો ભાત બનાવવાની રીત—દોઢશેર અનનાસ લેઈ તેના બારિક બારીક કટકા કરી પછી તેની અંદર છરીની અણીથી કાંણાં પાડવા અને એક કલાઈવાળી તપેલીમાં પાણી નાંખી તેના ઉપર વાંસની છાબડી ઢાંકીને તેમાં ૦। શેર જેટલા અનનાસના કટકા નાંખી સીજવા દેવાં. પછી ૦॥ શેર સાકરની ચાસણી કરીનેતેમાં એ બફાએલા કટકા નાંખી ને થોડીવાર પછી ચાસણીમાંથી બહાર કાઢી એક બાજુએ રાખી મૂકવા. પછી એક શેર અનન્નાસના કટકાને હાથ વડે ખુબ ચોળીને તેનો રસ કાઢવો, અને જે ચાસણી બચેલી હોય તેમાં નાંખી દેવો. પછી એક શેર ચોખાને સારી પેઠે ધોઇને બે કલાક ભીંજવા દેઇ પછી એક તપેલીમાં ૦॥ શેર ઘી નાંખી ચુલે મૂકી અંદર ૦। શેર ડુંગળીનો ભુકો નાંખી તપાવતાં તે લાલ થાય એટલે બે માસા લવિંગ નાંખી હલાવતાં વઘાર આવે એટલે તેમાં થોડું પાણી નાંખી ગરમ કરતાં આધણ આવે એટલે ચોખા ઓરી દેવા અને તેમાં તજ માસા બે, આદુ તોલા બે, મીઠું ૧॥ તોલા, ઈલાયચી ૦। તોલો, ધાણા બે તોલા, લીંબુનો રસ ૦। શેર એ મુજબ મસાલો નાંખવો. ભાત બરાબર સીજવા આવે એટલે તેમાં પેલી અનન્નાસનો રસ મેળવેલી ચાસણી નાંખી હલાવીને ધીમા તાપે બરાબર સીજવા દેવું. પછી તે ભાતને થાળીમાં કાઢી તેમાં તેના ઉપર ચાસણીવાળા અનન્નાસના કટકા નાંખવા અને ઉપયોગમાં લેવા.

આવીજ રીતે અધકચરાં પાકેલાં કેળાંનો ભાત બનાવી શકાય છે. જો કેળાનો ભાત બનાવવો હોય તો દર એક શેર ભાતે દશ કેળાં લેઈ તેના જાડા પીતા કરીને ચાસણીમાં નાંખવા.

**મસાલાનો ભાત બનાવવાની રીત**--વાલ, વટાણા કે તુવેરના લીલવા ૦ાા શેર લેઈને તેમાં થોડું એક મીઠું નાંખીને બાફી નાંખવા. પછી બે તોલા ડુંગળી, એક તોલો લસણ, તથા એક તોલા આદુને વાટીને તે લીલવાને લગાડવું અને તેમાં દશ તોલા દહીં નાંખવું અને તેને ચુલે મૂકી સીજવા દેવું. પછી એક શેર ચોખાને સારી પેઠે ધોઇ નાંખીને બે કલાક પલળવા દેઈ પછી એક બીજા તપેલામાં ૦ા શેર ઘી નાંખીને તેમાં એક ડુંગળી સમારી નાંખીને તપતાં તે ડુંગળી બદામી રંગની લાલ થઇ જાય એટલે અંદરથી કાઢી લેવી. પછી એ તપેલામાં માત્ર એક ચમચાભાર ઘી રાખીને બાકીનું ઘી બીજા વાસણમાં કાઢી લેવું. અને એક માસો તજ, ૧૫ લવિંગ, દશ, બાર ઈલાયચીને તે તપેલામાં નાંખી તેમાં પાશેરેક પાણી અને મીઠું નાંખી ઉકાળતાં આધણ આવે અટલે તેમાં થોડુંએક દુધ નાંખી તેમાં પલાળી મૂકેસા ચોખા ઓરી દેવા. ચોખા બફાવા આવે એટલે પાણી ઓસાવી નાંખી ને પછી ૧૫ લવિંગ, એક માસો તજ, દશ, બાર ઈલાયચીના દાણા અને ચાલીસ મરીઆંનો ભૂકો કરી એક વાસણ લેઇ તેમા ચમચા ભાર ઘી ચોપડી તળેલી ડુંગળી પૈકી અડધી નાંખવી, તથા અડધું લીંબુ નીચોવવું અને તેમાં તૈયાર થયેલા લીલવા નાંખવા તથા તજ વિગેરેનો તૈયાર

સર મીઠું, તળી રાખેલો મસાલો, ડુંગળી લસણ તથા વાટેલું આદુ ૦ા તોલો નાંખીને ઉકાળતાં જ્યારે ખીચડી અકાઈ જાય ત્યારે તેમાં બીજું નવટાંક ઘી નાંખીને અંગારા ઉપર રાખી સીજવા દેવી.

**બીજી સુલભ રીત**—એક શેર ચોખા તથા અડધો શેર દાળને એકઠી કરી સારી પેઠે ધોઈને પછી એક વાસણમાં થોડીવાર પલાળી રાખી પછી એક તપેલામાં ા શેર ઘી અને ૦ા શેર ડુંગળીનો વઘાર મુકી વઘાર તૈયાર થવા આવે એટલે તેમાં થોડી એક તજ; લવિંગનો ભૂકો નાંખી પછી પેલી પલાળી રાખેલી ખીચડી તેમાં નાંખી જોઈતું પાણી તથા મીઠું અને મરીઆના દાંણા તથા પાંચ તોલા આદુની કાતરીઓ નાંખી હલાવી ઢાંકણું ઢાંકી અફાવા દેતાં તૈયાર થાય એટલે અંગારા ઉપર રાખી સીજવા દેવી. આ પ્રમાણે મગના બદલે તુવેર વિગેરે બીજા કઠોળની દાળ નાંખીને પણ ખીચડી કરવી હોયતો થઈ શકે છે.

**તુવેરની દાળની ખીચડી બનાવવાની રીત**—તુવેરની દાળ ૦ા શેર તથા ચોખા એક શેર લેઈને એકઠાં કરી પછી બે, ત્રણ વખત પાણીથી ધોઈ નાંખી એક તપેલામાં આધણ મુકી તેમાં ઓરવાં અને ઉભરો આવી પાણી ઓછું થઈ ખીચડી કળકળવા લાગે એટલે તેમાં પાંચ તોલા ઘી, ૦ા તોલો જીરૂ, બે તોલા મીઠું, પાંચ માસા મરીઆં અને ૦ા તોલો હળદર નાંખી અંગારા ઉપર મૂકી સીજવા દેવી.

**બીજી રીત**—એક શેર ચોખા લેઇ સારી પેઠે

એક તપેલામાં આધણ મૂકીને તેની અંદર ધોયેલી ખીચડી નાંખી ઉકાળતાં અડધી બફાય એટલે તેમાં ૦॥ શેર ઘી નાંખવું. તેમજ એક રૂ. ભાર આમલીનું પાણી, બે તોલા ભાર અધકચર્યું જીરૂં, અને એક તોલો મીઠું તેમાં નાંખી દેવું અને સર્વે તાવેતા વડે હલાવી અંગારા ઉપર મૂકી સીજવા દેવું; અને બરાબર તૈયાર થાય એટલે ઉપયોગમાં લેવી.

**મગની દાળની ખીચડી બનાવવાની રીત—** ચોખા એક શેર લેઇને સારી પેઠે ધોઇને ૦॥ કલાક સુધી પાણીમાં પલાળી રાખીને પછી એક પીતળની ચારણીમાં નાંખી પાણી નીતરવા દેવું. પછી એક ચુલા ઉપર તપેલું મૂકી તેમાં ૦। શેર ઘી નાંખી એ તપેલામાં દોઢ તોલો ડુંગળી સમારીને નાંખવી, તેમજ ચાર માસા તજ નાંખી શેકતાં લાલ થવા આવે એટલે તેમાં દોઢ પાશેર મગની દાળ નાંખી તાવેતાવડે હલાવતાં દાળ થાય એટલે તેમાં બે માસા લવિંગ નાંખી હલાવતાં એ દાળમાં ધોઇ મુકેલા ચોખા નાંખવા. પછી તવેતાવડે હલાવી તેમાં ત્રણ શેરના આશરે ગરમ કરેલું પાણી નાંખવું. તેમજ ૦॥ તોલો મીઠું અને ૦॥ શેર દુધ નાંખી ઢાંકણું ઢાંકી મધુરી આંચે થવા દેવું કે જેથી તે તપેલામાંનું પાણી ઉભરાઇને બહાર નિકળી જાય નહિ. ખીચડીને દાબી જોતાં તે બરાબર તૈયાર થયેલી જણાય એટલે તેમાં નવટાંક ઘી અને બે માસા એલચીનો ભૂકો નાંખી તવેતાવડે હલાવી હેઠળ ઉપર કરી નીચે ઉતારી થોડીકવાર અંગારા ઉપર કરી નીચે ઉતારી થોડીકવાર અંગારા ઉપર રાખી પછી ખાવાના ઉપયોગમાં લેવી.

**બાજરીની ખીચડી બનાવવાની રીત**—સારી બાજરી એક શેર લેઇને તેને થોડીએક વાર પાણીથી પલાળીને દાબી રાખવી. પછી તેને ખાંડીને ઝાટકી બધાં છોડાં કાઢી નાંખી તેમાં મગ, તુવેર, વાલ કે મઠની દાળ અર્ધો શેર મેળવી પછી એક તપેલામાં પાણી નાંખી ગરમ કરતાં બરાબર આધણ આવે એટલે તેમાં પેલી ખીચડી ઓરી દઇને તેમાં ત્રણ તોલા મીઠું, તથા ૦ા તોલો હળદર નાંખીને ધીમે તાપે બફાવા દેવી. અને જ્યાં સુધી બરાબર સીજે નહિ ત્યાં સુધી કડછીવડે વારંવાર હલાવતા રહેવી કે જેથી ચોંટી જાય નહિ. પછી અંગાર ઉપર મૂકી સારી પેઠે સીજવા દેઇ ખાવાના ઉપયોગમાં લેવી.

**મકાઇ, જાર વિગેરેની ખીચડી બનાવવાની રીત**—મકાઇ કે જાર એક શેર લેઇ તેને ભરડીને ભરડકું તૈયાર કરી સુપડાવડે ઝાટકીને તેમાંથી ઝીણો ભાગ જુદો કાઢી લેવો. પછી જે થોડું ભરડકું રહે તેમાં ૦ા શેર ધોયેલી દાળ મેળવીને એક તપેલામાં ચાર શેરના આશરે પાણી મૂકી ગરમ કરતા બરાબર આધણ આવે એટલે તેમાં તે ભરડકું નાખીને હલાવતા તે બફાવવા આવે એટલે તેમા માફકસર મીઠું તથા એક બાજુએ કાઢી રાખેલુ ઝીણું ભરડકું નાખી સારી પેઠે હલાવીને અંગારાં ઉપર સીજવા દેવું, અને પછી બરાબર સીજે એટલે તે ખીચડી ખાવાના ઉપયોગમા લેવી.

**વઘારેલી ખીચડી બનાવવાની રીત**—તુવેરની દાળ ૦ા. શેર લેઇ તેને ધોઇને પછી એક તપેલામા આધણ મૂકી બરાબર આધણ આવે એટલે ઓરવી, અને પછી બીજી તપે-

**મન પસંદ ખીચડી બનાવવાની રીત**—અરધો શેર ચોખા તથા સેરશીની દાળ લઈને એકઠી મેળવી પછી તેને સારી પેઠે ધોઈને એક તપેલામાં ૦॥ શેર ઘી નાંખી તેમાં ઈલાયચી, તજ અને લવિંગ નાંખી ચુલે ચઢાવી હલાવતાં બધાર બરાબર તૈયાર થાય એટલે તેમાં પેલી ધોએલી ખીચડી નાંખી તેને તળીને ખુબ લાલ કરવી. પછી બશેર દુધ લઈ તેને સારી પેઠે ગરમ કરીને પેલી તળેલી ખીચડીમાં નાંખી દેવું. અને ધીમા તાપે સીજવા દેવી દુધ બળી જાય ત્યારે થોડું એક બાકી રહે એટલે તેમાં બીજું અરધો શેર ઘી નાંખી અંગારે મુકી સીજવા દેઈ ઉપયોગમાં લેવી.

**અહમદ બાદશાહી ખીચડીઃ**—મગની દાળ ૦॥ શેર તથા સારી ઉંચી જાતના ચોખા ૦॥ શેર લઈ તેને સારી પેઠે ધોઈ ૦॥ કલાક ભીંજવી રાખી પછી એક તપેલીમાં અરધો શેર ઘી નાંખી તેમાં મીઠું એક કાંદો મરીઆં, લવિંગ અને તજ નાંખી બધાર આવે એટલે તેમાં ખીચડી નાંખી લાલ થાય એવી શાંતળવી. પછી તેમાં અરધો શેર પાણી નાંખી સીજવતાં પાણી બળી જાય એટલે ૦॥ શેર ધીમા થોડું એક કેસર મેળવી તે ખીચડીની અંદર નાંખી દેવું. પછી એ તપેલા ઉપર ઢાંકણું ઢાંકી તે ઢાંકણાને ઘઉંના પલાળેલા લોટ વડે તપેલા સાથે એવું સજ્જડ ચોંટાડી દેવું કે વરાળ બહાર નિકળવા પામે નહિ. પછી એ ઢાંકણા ઉપર વજનદાર પથરો મુકી તપેલાને નીચે ઉતારી અંગારા ઉપર સીજવા દેવું. અને બરાબર સીજવાની તે તપેલામાંથી વાસ આવે એટલે અંગારા ઉપરથી નીચે ઉતારી ઢાંકણું ઉઘાડી નાંખી ખાવાના ઉપયોગમાં લેવું.

એકઠી કરીને ઓરવી. તેમજ ૦॥ શેર સારી ઉંચી જાતના ચોખા અને પેલી તુવેર અને ચણાંની અડધી ચડેલી દાળ ઓરી તેમાં દોઢ તોલો મીઠું, ૦। તોલો હળદર, ૦। તોલો જીરૂં, ૦। તોલો મરીઆં, ૦। તોલો ઇલાયચી, ૦। તોલો તજ અને ૦। તોલો હિંગ એ પ્રમાણે મસાલો નાંખીને ઢાંકણું ઢાંકી મધુરી આંચથી પકાવતાં પાણી બળી જાય ત્યારે તેમાં એક નાળીએરનું દુધ તથા બટાટાં વિગેરે બધી તળેલી શાક ભાજી નાંખી કડછીના હાથ વડે હલાવી હેઠળ ઉપર કરી અંગારે મૂકી ખીચડીને સીજવા દેવી. અને તૈયાર થાય એટલે ઉપયોગમાં લેવી.

**ચાસણી વાળી ખીચડી બનાવવાની રીત—** સવા શેર ચોખા તથા તેટલીજ મગની દાળને એકઠી કરી પાણીથી બે ત્રણ વખત ધોઇ થોડીએકવાર ભીંજાવી રાખવી. પછી એક તપેલીમાં પાણી ગરમ મૂકતાં બરાબર આધણ આવે એટલે તેમાં ખીચડી ઓરી દેઇને અધકચરી બફાવા આવે એટલે તેમાં સવા શેર ખાંડની બેતારી ચાસણી કરી રાખી હોય તે નાંખી દેવી. તેમજ સવા શેર દુધ પણ નાંખવું, અને મધુરી આંચથી પકાવતાં ખીચડી તૈયાર થાય એટલે તેમાં ૦॥ શેર ઘી તથા દળેલું મીઠું બે તોલા, તજ ૦। તોલો, કાળાં મરીઆં ૦। તોલો, ઇલાયચી ૦। તોલો, કેસર ૦। તોલો, બદામ ૦। શેર તથા ૦॥ શેર દ્રાક્ષ નાંખી થોડીએક વાર અંગારે મૂકી બરાબર સીજવા દેઇ પછી ખાવાના ઉપયોગમાં લેવી.

**કેસરીઆં ખીચડી બનાવવાની રીત—**ચોખા સારી ઉંચી જાતના એક શેર તથા તેટલીજ તુવેરની દાળ

કરી તેમાંનાં બીયાં તથા ગર કાઢી નાંખી ફાડો ઉપરની છાલ છોલી નાંખી તેના આંગળના કકડા કરી પછી તે કકડા ભાગી જાય નહિ તેવી રીતે તેમાં સોયાથી છિદ્રો કરી તે કકડાને સહેજસાજ બાફી પછી ઘી સાથે તળવા, અને પછી તે કકડાઓનો જેટલો તોલ હોય તેટલીજ સાકરની અઢીતારી ચાસણી કરી તેમાં એ કકડા નાંખી એકાદ બે ઉભરા આવે એટલે ઉતારી તેમાં દરશેર કકડે ત્રણ લીંબુનો રસ તથા ૦| તોલો ઈલાયચીનો ભૂકો નાંખવો. એ મુજબ કહોળાને બાફ્યા સિવાય પણ મુરબ્બો કરવામાં આવે છે, તેમજ તેને છીણીને પણ મુરબ્બો થાય છે.

**દુધીનો મુરબ્બો**—આ મુરબ્બો પણ ઉપરની રીત મુજબજ બનાવવામાં આવે છે. ફરક માત્ર એટલોજ છે કે જેટલી દુધી હોય તેથી સવાઈ ખાંડની ચાસણી બનાવવામાં આવે છે.

**બદામનો મુરબ્બો બનાવવાની રીત**—સારી જાતના બદામના ગોળા અશેર લેઇ તેને ગરમ પાણીમાં ભીંજવી છોડાં કાઢી નાંખવાં, પછી ચારશેર પાણી લેઈ તેમાં જરા પાપડખાર મેળવી બદામો નાંખી અંગારા ઉપર મૂકતાં જરા બફાવા આવે એટલે નીચે ઉતારી એમાંનુ પાણી નીતારી કાઢી બીજા ગરમ પાણીથી સાફ ધોઇ નાંખી એક ચોખ્ખા કપડાના કકડાને એક પાટલા ઉપર બદામો નાંખી ટાંકણીથી પાસે પાસે છિદ્રો પાડવાં. પછી છ શેર ખાંડની અઢીતારી ચાસણી કરી તેમાં એ બદામો નાંખી એકાદ બે ઉકાળા આવી ત્રણ તારની ચાસણી તૈયાર થાય એટલે નીચે ઉતારી તેમાં થોડુંક કેસર તથા ઇલાયચી વાટીને નાંખવાં.

**અંજીરનો મુરબ્બો**—તાજાં લીલાં અંજીર ૦॥ શેર લેઈ તેમાં છિદ્રો પાડી પછી તેટલીજ ખાંડની ચાસણી કરી એમાં અંજીર નાંખી ઉપરની રીત મુજબ તૈયાર કરવો. એજ પ્રમાણે સૂકાં અંજીરનો કરવો હોય તો પણ થાય છે.

**અનન્નાસનો મુરબ્બો**—સારાં અનન્નાસ લાવી તેની સવાઇંચ જાડાઈની ગોળ કાતરીઓ કાપી તેના ઉપરની છાલ બરાબર છોલી નાંખી તથા આંખ કાપી કાઢી ઝીણી છરી વડે કોતરીને વચમાંનો દાંડો કાઢી છિદ્રો પાડી ઉપર મુજબ મુરબ્બો તૈયાર કરવો. ખાંડ કાતરીઓ કરતાં દોઢી લેવી. અને મુરબ્બો ઠરો થવા આવે એટલે તેમાં ગુલાબ જળ એક તોલો તથા મરજી મુજબ ઇલાયચી અને કેસર ઉમેરવાં.

**કેરીઓના કકડાઓનો મુરબ્બો**—કાચી કેરીઓ દશ શેર લાવી ધોઈ બરાબર સાફ કરી છોલી તેની ઉભી ચીરીઓ કરવી. પછી તે ચીરીઓને એક આખો દહાડો કળી ચુનાના પાણીમાં પલાળી રાખી બીજે દહાડે પાણી-માંથી બહાર કાઢી કોરી કરવી. બાદ દશ શેર ખાંડની ચાસણી કરતાં તે અઢીતારની થાય ત્યારે તેમાં ચીરીઓ નાંખી એવી રીતે હલાવવું કે તે ભાગી જાય નહિ. એમ કરતાં ત્રણ તારી ચાસણી તૈયાર થાય એટલે નીચે ઉતારી ઠંડું થવા દેઇ તેમાં કચરો પડે નહિ એટલા માટે એક ઝીણું કપડું ઢાંકી મૂકવું પછી બીજા દિવસે તેમાં કેસર ૦॥ તોલો, તથા ઇલાયચી તોલો એક મેળવી હલાવીને બરણીમાં ભરી રાખવો.

તરવા દેવું.પછી અડધો મણ ખાંડ લેઇ તેની અધીતારી ચાસણી કરી તેમાં તે છીણ નાંખી હલાવતાં ત્રણ તારની ચાસણી થાય એટલે નીચે ઉતારી ઠંડુ પડવા દેવું. પછી તેમાં કેસર તોલો ૦॥ તથા ઇલાયચી તોલો એક ખાંડીને મેળવી બે, ત્રણ દિવસ રહેવા દેઇ બરણીમાં ભરી રાખવો. આ સુરબ્બો પણ બાર મહીના સુધી બગડતો નથી. જો કેરીની છીણને બાફવી ન હોય તો તે ડુબે એટલા પાણીમાં થોડો-એક કળીચુનો નાંખી તેમાં બે, ચાર કલાક પલાળી રાખી નીચોવીને પાણી નીતારી નાંખી ઉપયોગમાં લેવી.

મુસલમાની રીતનો કેરીઓનો સુરબ્બો—નાની મસ્ત્રા કેરીઓ બહોર લઇ તેને છોલી સાફ કરી તે દરેકના બે બે કટકા કરી અંદરથી ગોટલીઓ કાઢી નાંખી તેને સોયાવડે સોઢ પાડી પછી આઠ શેર પાણીમાં ચાર પૈસા-ભાર ઝીણી વાટેલી ફટકડી નાંખી એક સારી કલાઇવાળા તપેલામાં તે પાણી સાથે કેરીઓના કટકા નાંખી ચાર, પાંચ કલાક રહેવા દેઇ પછી ચાર, પાંચ વખત સાફ પાણીથી ધોઈ નાંખી કપડાથી લુછી કોરી કરવી અને સાદડી ઉપર નાંખી હવામાં મૂકવી કે જેથી જરા સૂકાઈ જઈ બરાબર કોરી પડે. પછી ચાર શેર ખાંડની એક તારી ચાસણી કરી તેમાં પેલા કેરીના કટકા નાંખી ધીમે તાપે બફાવવા દેવી. તે બરાબર બફાય અને ચાસણી પીએ એટલે એક લીંબુ અંદર નાંખી ચોળવું તથા કેવડાનું પાણી તોલા બે નાંખી ઠંડુ થયે બરણીમાં ભરી મહોડું કપડાથી બાંધી બે ચાર દિવસ રાખી મૂકવું.

કેરમદાંનો સુરબ્બો—અતિશય પાકી ગયેલાં નહિ

પાંચ મીનીટ પછી બહાર કાઢી કપડા વડે સાફ લુછી નાંખવાં. બાદ અઢીશેર ખાંડની ચાસણી કરીને તેમાં તે બોર નાંખી દેવાં અને જાયફળ બારવાલ, ઈલાયચી. તથા જાવંત્રિ બે તોલા ઝીણાં ખાંડીને તેમાં મેળવવાં, તેમજ ગુલાબજળ બે તોલા લેઈ તેમાં બે માસા કેસર તથા અડધો માસો કસ્તુરી ઘુંટીને તે પણ મુરબ્બામાં મેળવવું. પછી બરણીમાં ભરી મહોડું ઢાંકી દાટો દેઈ કપડાથી બાંધી અનાજની કોઠીમાં તે બરણીને પંદર દહાડા સુધી દાટી રાખી બહાર કાઢી એક દિવસ રહેવા દેઈ બીજા દિવસે મહોડું ખુલ્લું કરી માત્ર કપડાવડેજ મ્હોડું બાંધી રાખી એ મુરબ્બો ખાવાના ઉપયોગમાં લેવો.

કેળાંનો મુરબ્બો—કાચાં કેળાં બશેરેક લાવી છોલી ઉભાં ચીરીને તેના બે ભાગ કરવા, પછી એક કલાઈવાળા વાસણમાં પાણી નાંખી તેમાં ઘાસનો માળો થાળી તેના ઉપર કેળાં મૂકી ઢાંકણું ઢાંકી તે તપેલું ચુલા ઉપર મૂકી તળે તાપ કરવો અને કેળાં બફાય એટલે તે કાઢી લેઈ ચાર શેર સાકરની ચાસણી કરીને તેમાં બે લીંબુનો રસ તથા બે તોલા ગુલાબજળ નાંખીને પછી કેળાના કટકા નાંખવા અને ધીમા તાપે સીજવા દેવું. બરાબર ત્રણ તારની ચાસણી થાય એટલે નીચે ઉતારી ઠંડી પડે કાચની બરણીમાં ભરી મહોડું બંધ કરી પાંચ, સાત દિવસ રહેવા દેઈ પછી ખાવાના ઉપયોગમાં લેવી.

કુંવરનો મુરબ્બો બનાવવાની રીત—કુંવરનુ પાઠું લાવી તેને છોલી તેમાંથી બશેર ગર કાઢી લેવો, પછી તેને એક કલાઈવાળા તપેલામાં નાંખી તે તપેલાને સવારથી જરા

ાતારી લેઈ તેમાં કારેલાં નાંખી એક રાત રહેવા
ને બીજા દિવસે તે ચાસણીમાંથી કારેલાં કાઢી
ણી દૂંદી દેવી. પછી દશ રૂા. ભાર ખાંડ લેઈને દ.
રામાં ભરી તેમાં વાંસની સળીઓ ખોસી તેને મુવસ્ની
ચીંટી લેવાં. બાદ ચારશેર સાકરની અઢી તારી ચાસણી
ામાં તે કારેલાંને નાંખી ધીમે તાપે સીજવતાં ત્રણ
ાસણી તૈયાર થાય એટલે ઉતારી ઠંડુ થયે એક બર-
ારી તેનું મહોડું બાંધી રાખવું. જો આ મુરબ્બાને
વાદિષ્ટ બનાવવો હોય તો તેમાં દશ તોલા બદામના
ાયા તેટલાંજ પીસ્તાં ઉમેરવાં. કારેલાં જે પસંદ
બારિક પસંદ કરવાં.

ંદ અથવા ગુલાબનો મુરબ્બો:—ઉંચી જાતનાં
ાં ફુલો લાવી તેની પાંખડીઓ ચુંટી લેવી, પછા
મમણી સાકર લેઈ એક બરણીમાં સાકર અને ફુલના
ારી થર કરવા અને તેનું મહોડું બાંધી રાખી
દિવસ તડકે રાખી મુકવું જેથી તૈયાર થશે.

સિવાય વીહી, જામફળ, હુદટે, ગાજર વિગેરે બીજી
પણ મુરબ્બા બને છે, પરંતુ તે બનાવવાની
ાર લખેલી રીતોનેજ મળતી છે, માટે બુદ્ધિવાન
ધ્યાન પહોંચાડી જે જે ચીજનો મુરબ્બો બનાવવો
નો બનાવવો.

## ી જુદી જાતનાં શરબતો બનાવવા વિષે.

ાલીનું સરબત—સારી પાકેલી સ્વચ્છ આમલી
ાઈ તેને એક કાચ કે પત્થરના વાસણમાં.ચાર શેર
ીને ચાર પહોર ભીંજવી રાખી પછી હાથવટે ખુબ

એટલે ઉતારી લેઈ તેમાં કારેલાં નાંખી એક રાત રહેવા દેવાં અને બીજા દિવસે તે ચાસણીમાંથી કારેલાં કાઢી લેઇ ચાસણી ફેંકી દેવી. પછી દશ રૂ. ભાર ખાંડ લેઈને દ. ૨૮ કારેલામાં ભરી તેમાં વાંસની સળીઓ ખોસી તેને સુતરની દોરીથી વીંટી લેવાં. બાદ ચારશેર સાકરની અદી તારી ચાસણી કરીને તેમાં તે કારેલાંને નાંખી ધીમે તાપે સીજવતાં ત્રણ તારની ચાસણી તૈયાર થાય એટલે ઉતારી ઠંડુ થયે એક બરણીમાં ભરી તેનું મ્હોડું બાંધી રાખવું. જો આ મુરબ્બાને જબરે સ્વાદિષ્ટ બનાવવો હોય તો તેમાં દશ તોલા બદામના બીજા તથા તેટલાંજ પીસ્તાં ઉમેરવાં. કારેલાં જે પસંદ કરવાં તે બારિક પસંદ કરવાં.

ગુલકંદ અથવા ગુલાબનો મુરબ્બોઃ—ઉંચી જાતનાં ગુલાબનાં ફુલો લાવી તેની પાંખડીઓ ચુંટી લેવી, પછી ફુલથી બમણી સાકર લેઈ એક બરણીમાં સાકર અને ફુલના ઉપરાઉપરી થર કરવા અને તેનું મ્હોડું બાંધી રાખી આઠેક દિવસ તડકે રાખી મુકવું જેથી તૈયાર થશે.

આ સિવાય વીહી, જામફળ, હરડે, ગાજર વિગેરે બીજી ચીજોના પણ મુરબ્બા બને છે, પરંતુ તે બનાવવાની રીત ઉપર લખેલી રીતોનેજ મળતી છે, માટે બુદ્ધિવાન મનુષ્યે ધ્યાન પહોંચાડી જે જે ચીજનો મુરબ્બો બનાવવો હોય તેનો બનાવવો.

## જુદી જુદી જાતનાં સરબતો બનાવવા વિષે.

આમલીનું સરબત—સારી પાકેલી સ્વચ્છ આમલી બશેર લેઈ તેને એક કાચ કે પત્થરના વાસણમાં ચાર શેર પાણી નાંખી ચાર પહોર ભીંજવી રાખી પછી હાથવડે ખુબ

ગુંદે ચડાવી એકતારી ચાસણી કરી ઠંડી થયે બરણીમાં ભરવી.

**હરડેનું સરબત**—હરડેફળ એક શેર લેઇ ખાંડી કરી ચાર શેર પાણી સાથે ઊકાળતાં બશેર પાણી બાકી રહે ત્યારે ગાળી લેઈ તેમાં ચાર શેર ખાંડ નાંખી ચાસણી તયાર કરવી. આ શરબત રેચક છે.

**કેરીઓનું સરબત**—ઝીણી સાંચરેલી કાચી કેરીઓને ભરસાડમાં દાબી રાખતાં તે બરાબર બફાય એટલે બહાર કાઢી પાણીવડે તેની ચોંટેલી રાખ ધોઇ નાંખી ફોતરાં ઉખાડી નાંખી પછી તે કેરીઓને ચોખ્ખા પાણીમાં મસળી ઝીણા કપડાથી રસને ગળી લેવો અને ગોટલા નાંખી દેવા. બાદ દર એક શેર કેરીના રસ માટે ના શેર સાકરને પાણીમાં ઉમેરી ચાસણી બનાવવી.

**ઇંગ્રેજી રીત પ્રમાણેનાં ગુલાબ, લીંબુ, નારંગી વિગેરેનાં શરબતો**—સારી ખાંડ એક શેર લેઇને તેમાં દોઢશેર પાણી નાંખી એકતારી ચાસણી કરવી કે જેથી તે ઠરી જાય નહિ. એ ચાસણીમાં ઉબવળી થોડા દિવસોમાં બગડી જાય નહિ, એટલા માટે તેમાં બોરીક એસિડ નામની ઇંગ્રેજી દવા આશરે ના તોલો ચાસણી થતી વખતે નાંખવી. બરાબર એકતારી ચાસણી તૈયાર થાય એટલે નીચે ઉતારી તે ઠંડી પડે એટલે પછી જે જાતનું શરબત કરવું હોય તે જાતનો એસેન્સ તેમાં પંદર, વીશ ટીંપા નાંખવો. જેમકે ગુલાબનો સરબત કરવો હોય તો ગુલાબનો એસેન્સ (Rose essence) નાંખવો. લીંબુનો શરબત કરવો હોય તો લીંબુનો એસેન્સ (Lemon essence) અને નારંગીનો કરવો હોય તો તેનો એસેન્સ (Orange essence) નાંખવો.

આઇસ્ક્રીમ ક્રીમનું—ખાંડ એક શેર તથા ક્રીમ શેર તથા લીંબુનો રસ નંગ ૭ નો એ ત્રણ ચીજ ી કરી આઈસ્ક્રીમ કરવાના સંચામાં નાંખી ઉપર બ- ા પ્રમાણે બનાવવું.

કૉફી—ચાર ચમચી હળવેથી કાઢીને કલાઈવાળી ત- માં રોદ પાશેર પાણી સાથે દસ મીનીટ ઉકાળવી, તેને ચાવટે હલાવ્યા કરવું જેથી ઉભરાશે નહી. પછી હેઠળ ી કાફી નીચે બેસી જાય ત્યાં સુધી ઢાંકી રાખવી. બાદ ારી લેઇ ગળીને મરજી મુજબ ખાંડ અને દુધ ઉમેરીને ી. અચ્છેર દુધને પાશેર પાણી સાથે ચુલા ઉપર ઉકાળી ંદર કાફી મોટા ચમચા જેટલી નાખી થોડીવાર ઉકાળી રા કરે એટલે ગળીને મરજી મુજબ ખાંડ નાખી પીવી. ફી ઉકાળતી વખતે સાત દાણા ઇલાયચીના અને એક ડો તજનો વાટીને નાખવો. પઈ. એક નાની ચમચી જે- ેા ચાહ કાફી બરાબર ઉકળે ત્યારે નીચે ઉતારતી વખતે ાંખવો તે પણ કાફી સારી થાય છે.

ચાહ—થોડા પાણીને ખુબ ઉકાળા આવે એટલે એક પ્યાલા પાણી માટે સુકી ચાહ ચમચી એકને હીસાબે ચા- દાનીના પાણીમા નાખવા. દસ—બાર મીનિટ પછી પ્યાલામાં ગરણીથી ગળીને ઠરડવો, પછી મરજી મુજબ ખાંડ તથા દુધ નાંખવું. જો મરજી હોય તે અંદર જરા ફુદીનો તથા લીલી ચાહ નાખવી, પીપરમીંટના પાદડા તથ સુકી નારં- ગીની છાલ પણ નખાય છે. વધુ સ્વાદીષ ચાહ બનાવવી હોય તો દુધને બદલે મલાઈ પણ નખાય છે અથવા ખુબ ગરમ કરેલા દુધમા ઉકળતી વખતે ચાહા નાખી ગાળી અંદર ખાંડ નાંખીને ચહા પીવી. ચાહામા ઇલાયચી, તજ,

# પ્રકરણ ૧૯ મું.

## જુદી જુદી જાતના પાકો, ચુરણો કરવાની કૃતિઓ.

### આદાનો પાક.

આદુ સારૂ શેર ૨ા લાવી તેને છીણીનાંખી થોડાક ઘીમાં લાલ રંગનુ થાય ત્યાં સુધી શેકવું. પછી બદામ શેર ૦ા ચારોળી શેર ૦ાા ઈલાયચી તોલો ૦ાા પીસ્તાં શેર ૦ા ખસખસ નવટાંક જાયફળ તોલો ૦ાા એ પ્રમાણે સુકામેવાને ખાંડીને ઘીમાં શેકવો. પછી ઘઉંનું દુધ શેર ૧ લેઈ તેને ઘીમાં તળવું. ગુંદર એક શેર લેઇ આખોજ તળી વાટકાથી વાટી લેવો. આ બધુ તળવા માટે ઘી શેર ૨ા લેવું. તેમાંનુ વધેલુ ઘી તપેલીમાં નાંખી તેમાં ગોળ શેર ૧ નો ભુકો કરી ખાંડ શેર ૧ાા ભેટે મેળવવો અને તેની પાકી ચાસણી કરી ઉતારી તેમાં બીજો સામાન મેળવી ધીમે તાપે સુકી તપેલાના તળીએ જરા પણ લાગે નહી તેમ સંભાળ રાખવી એટલે તવેતાથી હલાવ્યા કરવું. જ્યારે મુંહ અને ચીકટ નાવેતાને લાગે તૈયાર થએલો જાણવો. પછી નીચે ઉતારી તળી કાઢેલો સુકો મેવો તથા એલાયચી જાયફળ વાટેલા મેળવવા. પછી થાળી ઘીવાળી કરી તેમાં ઠારીને ચોસલા પાડવા આ સુકનો પાક ઘણોજ સારો થાય છે સુવાવડમા જેનાથી એકલી સુંઠ ન ખવાય ત્યારે આ પાક ઘણોજ સારો લાગે છે અને ફાયદો પણ બહુ કરે છે.

### ગુંદર પાક નં. પહેલાનો.

બદામના ગોળા એક શેર આખા તળીને ખાંડવા. ગુંદર બાવળના સફેદ એક શેર તળીને વાટકાથી થાળીમા વાટી કાઢવો. પછી દુધ શેર ૧૦ તપેલીમા નાખીને બે

ઘી છુટું પડવા આવે એટલે ઉતારવું. પછી ખાંડ શેર ૧૦ ની કડક ચાસણી બનાવી તેને ઠંડી પાડી તેમાં બધો સામાન મેળવી અંગારે સુધી ફેરવ્યા કરવું. તેમાં ઘી ઉપરાંત બીજું ઘી શેર ૭ નાંખવું. જ્યારે ઘી છુટું પડવા આવે એટલે મેવો અને ઈલાયચી, જાયફળ મેળવી એક થાળીમાં પાથરી ચોરસાં પાડી લેવાં.

## ગુંદર પાક ત્રીજા નંબરનો.

ગુંદરને સાફ કરી અઢી શેર ઘી કકડાવી તેમાં એક શેર નાંખી હલાવ્યા કરવો અને બધો ગુંદર તળાઈ લાલ થઈ જાય એટલે તેને ઝારાવતી બહાર કાઢી થાળીમાં વાટકાથી ઝીણો વાટવો. પછી આદુ શેર ૧ ને ખાંડીને રસ કાઢાટવો, તે રસથી ગુંદરના ભૂકાને કરમોવવો. પછી ઈલાયચી, જાયફળને ખાંડી નાંખી મેળવી દેવાં અઢીસેર ખાંડની સારી ચાસણી બનાવી તેને નીચે ઉતારીને મેળવી દેવો. પછી એકરસ થાય એટલે એક પેચવાળી બરણીમાં ભરી મ્હોં બંધ કરી રાખી મુકવો. તે ખાવાના ઉપયોગમાં લેવાથી ઘણો ફાયદો આપે છે. જો ચોમાસાની મોસમ હોય તો ચાલીશ દીવસ સુધી રાતદીવસ ચુલાના મેં આગળ બરણીને રખી મુકવી અને સીવાયની રૂતુમાં ચાલીસ દીવસ તડકે રાખી મુકી પછી ગુંદરપાક ખાવાના ઉપયોગમાં લેવાથી તેનો ગુણ ઘણો વધે છે.

## અરૂચી ગુંદરપાક નંબર પહેલાનો.

દ્રાક્ષ શેર ૦।। ને ધોઇ સાફ કરી કોરી પાડી એ તથા બદામની કાતરી શેર ૦।। ઘી શેર ૧।, માં જુદાં જુદાં તળી

જાવંત્રી તોલો ૦ા, મરીયાં તોલો ૦ા, અકકલ કરો તોલો ૦ા, આસંધ તોલો ૦ા, બરાસ ચાર વાલ સોધેલો વછનાગ ૨ વાલ, એ સર્વે જુદે જુદાં બારિક ખાંડી વસ્ત્રગાળ કરી રાખવાં.

પ્રથમ લસણને 'પકાવેલુ હોય ( માવા જેવું ) તેને બશેર સાકરની પાંચ તારી ચાસણી બનાવેલીમાં નાંખી મેળવીને ઉતારયા પછી ઉપરની તમામ ચીજો તેમાં ઠંડુ પાડતા સુધીમાં મેળવી દેવી. બાદ કયરોટમાં ઠારીને તેનાં પાતળાં અને નાનાં ચકતાં પાડવાં. તેમાંથી શિયાળાની મોસમમાં બળનો વિચાર કરી યોગ્ય પ્રમાણમાં ખાવું જેથી વાયુ, સુળ, અજીર્ણ, મંદાગ્ની, કફ આદી સર્વે રોગ તત્કાળ નાશ પામે છે.

## મેથી પાક.

પાશેર મેથીને એક દીવસ દુધમાં પલાળી બીજે દીવસ કોરી પાડી સુકવી તેનો લોટ દળવો. પછી વીણેલા એક શેર ઘઉંનો કકરો લોટ દળી તેને એક શેર ઘીમાં લાલ શેકવો. પછી તેમાં મેંથીના લોટ નાંખી થોડીવાર શેકાવા દેઈ નીચે ઉતારી અડધા શેર ગોળને અડધા શેર ઘીમાં પાયો કરી તેમાં પેલો શેકેલો લોટ નાંખી બદામ નવટાંક, પીપળી મુળ અધોળ, ઈલાયચી એક તોલો, ધોળી સુસળી એક તોલો, સુંઠ અધોળ એ બધુ ખાંડેલું ચુરણુ નાંખી તવેતા વડે હલાવી મેળવવું. પછી અડધો શેર ખાંડ નાંખી મેળવીને લાડુ વાળવા અગર પતરામાં ઠારી ચકતાં પાડવાં.

## અડદીયો પાક.

બદામ અડધોશેર, ખમણેલું ઓપરૂ એક કાછલી કમળકાકડીનો ગર શેર ૦ા, ચારોળી નવટાંક, સફેદ મરી

રીતે ઠારવું, ઠંડુ થએ કાપી કકડા કરવા. ઘી બધું મળી ચારશેર વાપરવું.

સૌભાગ્ય સુંઠીપાક—સુંઠનું ચુર્ણ ૬૪ તોલા લેઈ તેને ૧૦૨૪ તોલા દુધમાં નાંખી માવો થતા સુધી ઉકાળવું. પછી ૪૦૦ તોલા સાકરની ચાસણી કરી તેમાં એ માવો, તજ, તમાલપત્ર ઇલાયચી, નાગકેસર, મોથ, વાંસકપુર, મરીયાં ધાણા, જીરૂં, શ્યામજીરૂં, વરીઆળી, અકકલગરો, સુંઠ, લવિંગ, સતાવરી, કાળીમુસળી, લીંડીપીપર; કોચબીજ, ચીત્રો, ચાવક, પીપરામૂળ, જાયફળ, જાવંત્રી, સીંઘોડાં, વરધારો, નહોતર, કમળકાકડી, હરડે, બહેડાં, આમળાં કાંસકી, ગંજેઠી, ઝપટો, વાળો; આસંધ, ચંદન, અગર, સવા; સામતુળસીનાં બીજ, દ્રાક્ષ, એખરો અજમોદ, બદામ, ટોપરૂં, ભીમસેની કપુર, અભ્રકભસ્મ, લોહભસ્મ, બંગભસ્મ, ત્રાંબાનીભસ્મ, શુદ્ધશીલાજીત, સોનામુખીની ભસ્મ એ દરેક ચીજ ચાર ચાર તોલા નાંખી પાકને ઠારવો અને સવાર સાંઝ એકથી બે તોલા સુધી ખાવો. એના સેવનથી સ્ત્રીઓનો સુવારોગ, પ્રદર, સોમરોગ ધાવણ ઓછું આવવું, ખાંસી, દમ, સંગ્રણી, અગ્નિમંદ, કમળો, વિગેરે દૂર થાય છે.

હરડેપાક—ભોંયરીંગણી, મુળ, ફળ, ફુલ, પાંદડાં સુદ્ધાં ચારસો તોલા લાવી છુંદી તેને ૨૦૪૮ તોલા પાણીમાં નાંખી તથા સારી ઉંચી જાતની હરડે નંગ ૧૦૦ આખીને આખી તે પાણીમાં નાંખી ઉકાળતાં જ્યારે ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી પાણીને ગાળી લેવું. અને

જુદી જુદી ચીજોથી થયેલાં અજીર્ણો ઉપર સર્વ સાધારણ રીતે લાગુ પડે તેવાં ચુર્ણો લખી પછી જે તે ચીજના અજીર્ણને ટાળવાને દરેક ચીજ માટે ખાસ પૃથક્ પૃથક્ ઉપાય બતાવવામાં આવે છે જે દરેક મનુષ્યને અલબત અત્યંત ઉપયોગી થઈ પડશે.

બૃહદગ્નિ મુખ ચુર્ણ--ટંકણખાર, જવખાર, ચિત્રાનાં મૂળ, કાળીપાઠનાં મૂળ, કણજીની અંતરછાલ, વરાગડુ મીઠું, સીંધાલુણ, સંચળ, બીડલુણ, સાંભરલુણ, નાની ઈલાયચી, તમાલપત્ર, ભારંગમૂળ, વાવડીંગ, શેકેલી હિંગ, ઉપલેટ પદ્‌કચુરો, દારૂહળદર, નસોતરનાં મૂળ, મોથ, ઘોડાવજ, ઈંદ્રજવ, આમળાં, જીરૂં, અમલવેતસ, ધમાસો, કાળીજીરી, શાહજીરૂં, આમલી, દાડમનાં બીજ, સુંઠ. મરીઆં, લીંડીપીંપર, ભીલામાં, અજમો, અજમોદ, દેવદાર, વીરણવાળો, અતિ વિષની કળી, પીંપળામૂળ, છીણી (બેયણાંનીજડ) અરમાળાનો ગોળ, તલના ધાંટાંનો ખાર, ઢાંકચનો ખાર, સરગવાનો ખાર, તાલમખાનાનો ખાર, ખાખરાનો ખાર, આકડાનો ખાર, ઈંદ્રવારણીનો ખાર, ગૌમૂત્રના પુટ દીધેલો લોહકાટ, એ સર્વે સરખા વજને લેઈ સુર્ણ કરી ત્રણ દિવસ બીજોરાના રસમાં, ત્રણ દિવસ આદાના રસમાં અને ત્રણ દિવસ કાંજી કે સરકામાં ભીંજવી રાખવું. પછી એક તોલા જેટલું લેઇ છાશ, ગરમજળ અથવા ગૌમૂત્ર સાથે પીવાથી બેઘડીની અંદર અજીર્ણ, ગોળો, બરોલ, સંગ્રહણી, ચુંક, શુળ, આફરો, બંધકોશ વિગેરે દરદોને દુર કરે છે.

માંસ અને ફણસના અજીર્ણમાં કેરીઓની ગોટલી, મોળ અને મૂળા ખાવા.

સેંસનુ દુધ અને ખીચડી ખાવાથી થયેલા અજીર્ણમાં સીધાલુણ ખાવું.

કોઇ પણ જાતની દાળ ખાવાથી થએલા અજીર્ણમાં લીંડીપીંપર, અજમો ખાવો અને પાણી પીવું.

સરસવ કે ચીલની ભાજીના અજીર્ણમાં કાથો ખાવો અને પુષ્કળ પાણી પીવું.

કોઈ પણ જાતની પાંદડાંની ભાજી ખાવાથી થયેલા અજીર્ણમાં તલ ખાવા.

અડદ વટાણા અને જવથી થયેલા અજીર્ણમાં મીઠાનુ પાણી પીવુ.

કપુર, સોપારી નાગરવેલના પાન, કેથર, કસ્તુરી, જાયફળ જાવંત્રિ નાળીએરથી થયેલા અજીર્ણમાં સમુદ્રફીણ ખાવુ.

કેળાના અજીર્ણમાં કાંજી પીવી.

કાજુના અજીર્ણમાં મીઠાનુ પાણી પીવુ.

ગેરડીના રસના અજીર્ણમાં આદુ ખાવુ,

ગાયના દુધના અજીર્ણમાં ધોખાનુ ગરમ ઓસામણ પીવુ.

ગુતરફેણીના અજીર્ણમાં લવિંગ ખાવાં.

પાપડના અજીર્ણમાં સરગવાના બીજ ખાવા.

માલપુડાના અને પુરીના અજીર્ણમાં મગના ઉકાળાનુ પાણી પીવુ.

શેનાથી અજીર્ણ થયું છે તેની ખબર ન પડતી હોય તો લીંબુનો રસ, હોમજ, સુંઠ, અને સિંધવ મેળવીને ખાવાં.

અજીર્ણ થવાથી શરીરમાં ગોળો, ચુંક, શુળ, આફરો, જલોદર, ખરોળ, ઝાડો, મરડો, વિષુચિકા વિગેરે અનેક રોગો ઉત્પન્ન થતી વખતે પ્રાણહાનિ પણ થાય છે, માટે, બહુ સંભાળથી ખાવું કે જેથી અજીર્ણ થાય જ નહિ. છતાં જો કદાચ થઇ આવે તો તેના ઉપર મુજબ ઉપાયો કરવા. જુલાબ, ઉલટી, વિગેરે યોગ્ય જણાય તો લેવાં, અને ફરીથી બરાબર ક્ષુધા ઉત્પન્ન થાય નહિ ત્યાં સુધી બનતા સુધી જમવુંજ નહિ; અગર જો જમવાની જરૂર જણાય તો ઘણોજ થોડો અને હલકો ખોરાક લેવો.

AUGURCHAND BHAIRODAN.
JAIN LIBRARY.

